નવાં ધોરણ પ્રમાણે અવલોકન પદ્ધતિ મુજબ

# ભૂગોળ પ્રવેશ

યાને

નિશાળનું સ્થળ (સુરત શહેર) અને (ચોર્યાશી) તાલુકાનું શિક્ષણ. બંને નકશા, કેટલાક નમુના અને ચિત્ર સહિત.

## ધોરણ ૨ જા સારૂ.

રચનાર
નિછાભાઇ ફકીરભાઇ નાયક
મહેતાજી મ્યુ૦ સ્કુ૦ નં૦ ૨ નાનપુરા.
સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર
શા૦ મગનલાલ મોતીરામ

આવૃતિ ૧લી         પ્રત ૧૦૦૦

"દેશી મિત્ર" ઍન્જીન પ્રિન્ટીંગ પ્રેસ સુરત.
સંવત ૧૯૬૨.         ઇ. સ. ૧૯૦૬.

કીંમત ૫ આના. પાકાં પુઠાંની ૭ આના.

મહેરબાન માનવંતા

# રેવરન્ડ જૉન શિલીડી સાહેબ.

ચેરમેન મ્યુનિ. સ્કુલ કમિટી

સુરત.

આપ હંમેશાં બાળકેળવણીના શુભ ચિન્તક છો, અને તેથી શાળાઓ તથા શિક્ષકો પ્રત્યે ઘણા માનની નજરે જોતા આવ્યા છો. વળી કિન્ડરગાર્ટન પદ્ધતિ પ્રમાણે ઉત્તમ પ્રકારે શિક્ષણ કામ ચાલી ભવિષ્યની પ્રજા ઉન્નતિને પામે, તેને માટે આપ અહરનીશ આકંક્ષીત રહો છો; ઉપરાંત એ કામના કુદરતી રીતેજ આપ શોખીન જણાઓ છો. જેથી આ નવાં ધોરણને અનુસરીને રચાએલો " ભૂગોળ પ્રવેશ ,,નો લઘુ ગ્રંથ આપને અર્પણ કરવાની રજા લઉં છું. આશા છે કે તે સ્વિકારી સેવકને આભારી કરશો.

લી.

આપનો હમેશનો

સેવક

સુરત મોટા મંદીરની પોળ તા. ૧-૯-૦૬ } નિછાભાઇ ફકીરભાઇ નાયક

# પ્રસ્તાવના

નવાં ધોરણની કિન્ડરગાર્ટન પદ્ધતિ પ્રમાણે નિરિક્ષાથી આપવામાં આવતાં ભૂગોળના શિક્ષણ માટે જે સાહિત્યો આજ પર્યંત બહાર પડ્યાં છે; તે પૈકી ૧ લું સાહિત્ય શિક્ષકો માટેની તમામ વિષયોની **સુચનાની ચોપડી** છે. ત્યાર બાદ પ્રત્યેક **જીલ્લાની ભૂગોળ**ની ચોપડી બહાર પડી તે સાથે બે ચોપડીઓ દૃષ્ટિગોચર થાય છે. અલબત્ત! બંને ચોપડીઓ શિક્ષકોને ઘણી ઉપયોગી હોવા સાથે માર્ગદર્શક છે; છતાં આ વિષયમાં પ્રવેશ કરવાનું કામ બીજા ધોરણના લઘુ વયના બાળકોને હોવાથી સદરહુ પોથીઓ મુજબ વર્તતાં છતાં શિક્ષકોને ઘણી મુઝવણ પડતી હોય, એમ મને અનુભવથી જણાયું. તેથી આ ધોરણની ભૂગોળ માટે **વધુ સ્પષ્ટિકરણ કરી શકે એવું સાહિત્ય** હોવાની જરૂર જણાઇ, અને તેના પરિણામે આ **વાર્તારૂપ "ભૂગોળ પ્રવેશ"** તૈયાર કરવા યત્ન આદર્યો. મહેરબાન પરીક્ષક સાહેબ તરફથી પણ વારંવાર સાંભળવામાં આવ્યું છે, કે હજી બીજા ધોરણમાં ભૂગોળનો પાયો સારો નાંખવા શિક્ષકો શક્તિમાન થતા નથી; અને એવા નબળા પાયા ઉપર ઉપલા વર્ગોમાં ઇમારત ચણવામાં આવતાં સદરહુ વિષયમાં શિક્ષણનો ઉદ્દેશ સચવાતો નથી. આશા છે કે આ લઘુ પણ ઉપયોગી પોથી આ અપવાદથી શિક્ષક ભાઇઓને મોકળા કરશે.

સદરહુ પોથીનો ઘણો ખરો ભાગ તમામ સ્થળનાં શિક્ષક ભાઇઓને સામાન્ય રીતે એક સરખો ઉપયોગી થઇ પડશે. **ગામ** અને **તાલુકાનું** જ્ઞાન આપવાને આમાં ઉદાહરણ રૂપે **સુરત શહેર** અને **ચોર્યાશી તાલુકાનું** શિક્ષણ કેમ આપવું તે બતાવ્યું છે, તે મુજબ બીજાં ગામ કે તાલુકા શીખવી શકાશે. ઉદાહરણ તરીકે મેં જે સ્થળો પસંદ કીધાં છે, તે સ્થળના શિક્ષકોને પદ્ધતિ ઉપરાંત વિષયનું પણ જ્ઞાન મળે એમ છે. તોપણ એ સ્થળ સિવાયના ઇતર સ્થળોના શિક્ષકોને એ ચોપડી નિરૂપ-

ગી ગણી શકાય એમ નથી. કારણ કે આથી શિક્ષણ પદ્ધતિ ઉપરાંત વિષયમાં કેટલું શિખવવાની જરૂર છે; અને તે શા ક્રમે કે સાહિત્યોની મદદે આપવાથી ફળીભુતતા પ્રાપ્ત થાય છે, એ ખાસ કરીને તમામ શિક્ષકોના જાણવામાં આવી જશે.

આ ચોપડીના ત્રણ વિભાગ પાડ્યા છે. તે પૈકી **૧ લા ભાગમાં** દિશા શિક્ષણ તથા ચિત્ર નમુના અને નકશાની સમજ કેમ આપવી તે બતાવ્યું છે; **બીજા ભાગમાં** ગામની ભૂગોળ પ્રેક્ષકલાલ અને પૂરકલાલની મુસાફરીમાં થતી વાતચીતના રૂપમાં આપી છે; અને **ત્રીજા ભાગમાં** તાલુકાનું શિક્ષણ કેમ આપવું, અને ખાસ કરીને કઇ કઇ બાબતો શિખવવી, તે બતાવ્યું છે. જેથી મારા ધારવા પ્રમાણે બાળકો પણ એ વાતચીત વાંચશે તો કશી હરકત નથી; અને એજ હેતુથી ભાષા સરળ વાપરવા યત્ન કર્યો છે.

સદરહુ " **ભૂગોળ પ્રવેશ** " રચવામાં મારા ૧૪–૧૫ વર્ષના આ શહેરના અનુભવ ઉપરાંત **કવિશ્વર નર્મદાશંકર**ની લખેલી સુરતની હકીકતમાંથી મદદ લેવામાં આવી છે. સુરત વિષેની હકીકત માટેના "ઇમપીરિયલ ગેઝેટીઅર" વગેરે બીજાં ઘણાં સાહિત્યો છે, અને એ વિષે સારૂં મોટું પુસ્તક રચી શકાય; પણ આ જગ્યાએ **૨જા ધોરણના** શિક્ષકોને, જોઇતું જ્ઞાન મળવાનોજ આશય રાખી આ પોથી જેમ અને તેમ નાની તૈયાર કરી છે. તેમ છતાં આમાં લખેલું તમામ જ્ઞાન બાળકો માટે નથી, પણ ઘણે ખરે પ્રસંગે માત્ર શિક્ષકોની જાણ માટે લખવામાં આવ્યું છે. તોપણ તે બાળકો વાંચશે તો અડચણ નથી. કારણ કે સંસ્કાર પડતાં જીજ્ઞાશા ઉત્પન્ન થશે, અને તે હરકોઇ દ્વારા પૂર્ણ થવા બની આવશે. એમ ધારી કેટલેક પ્રસંગે સહેજ ઉંડાણ સુધી 'જવું' વાજબી ધાર્યું છે. વળી **ઇતિહાસ અને ભૂગોળ ઘણા નજીકના સંબંધી વિષયો છે.** એમ આ ચોપડી વાંચતાં દરેક શિક્ષકોને સ્પષ્ટ જણાયા વિના રહેશે નહિ.

દરેક શિક્ષકે પોતાના ગામનું (નિશાળવાળાં સ્થળનું) જ્ઞાન પૂરા અ-

વલોકનથી દરેક જગ્યાએ વર્ગ સાથે જઇને મેળવાવવું જોઇએ. કે તે ઉપરથી ભવિષ્યમાં બાળકોને જે કલ્પના દ્વારે જ્ઞાન પ્રાપ્ત કરાવવાનું છે તે સહેલું થઇ પડે. જ્યાં જઇ શકાય નહિ, એવાં સ્થળે કે એવા પદાર્થ વિષે શિખવતાં ઉદાહરણમાં સ્વસ્થળ પૈકી એકનું નામ લઇ કહી શકાય કે એ ફલાણા જેવું છે. પણ જે ગામ કે શહેરમાં શાળા છે, તે ગામ કે શહેરના ભાગો કે જોવા લાયક સ્થળના જ્ઞાનથીજ બાળક અજ્ઞાન હોય, તો પછી વગર સમજે ગોખાવ્યા વિના અન્ય ઇલાજ રહેતો નથી. જેમ આ ચોપડીમાં **સુરત શહેર**નું જ્ઞાન વિસ્તારથી અવલોકાવીને આપવા યત્ન કીધો છે, તેમ દરેક શિક્ષક ભાઇઓ પોત પોતાના ગામ કે કસ્બા માટે એ પદ્ધતિને અનુસરશે, તો દૂરનાં બીજાં સ્થળો માટે પ્રત્યક્ષ અવલોકનની તુરતા તુરત વિશેષ જરૂર રહેશે નહિ. શિક્ષકે આ પ્રમાણે અવલોકન, તોલન, વિચાર વગેરે શકિતઓ પોતાના શિક્ષણમાં કેળવી હશે, તો બાળકો પોતાના વડીલો સાથે યા મોટા થયા બાદ પોતે એકલા જ્યારે બહાર ગામ જશે, ત્યારે તેની ગુપ્ત શક્તિઓ સ્વતઃ કેળવણી લઇ લેશે, એમાં **જરા** પણ શક નથી.

આ ચોપડીમાં શિક્ષકોને યોગ્ય જોઇતું જ્ઞાન વિસ્તારથી લખવામાં આવ્યું છે. કારણ કે શિક્ષકને વિષયનું જ્ઞાન સારી રીતે હોય તોજ તે બાળકોને યોગ્ય આપી શકે છે. તેથી કદાચ કોઇને સહેજ લંબાણ થયેલું લાગશે, પણ હેતુ તરફ જોતાં વાંચકના મનનું સમાધાન થશે.

વળી શહેર અને તાલુકાના મળી બે નકશા મૂકવામાં આવ્યા છે, તેથી શિક્ષકો ઉપરાંત **હરકોઈ શખ્સને** આ ચોપડી વધુ ઉપયોગી થઇ પડશે. આ પ્રસંગે મને જણાવતાં ખુશી ઉત્પન્ન થાય છે કે દેશી મિત્ર પ્રેસના માલીક **મી૦ મગનલાલે** બાળકોની ઉન્નતિના આ કાર્યમાં ભાગ લેવા માટે ઘણા ખર્ચે તૈયાર કરાવી મંગાવેલાં ત્રણ જાહેર જગ્યાનાં ચિત્રો મફત છાપી આપી શહેર સેવા બજાવી છે, જેથી આ પ્રસંગે હું તેમનો આભાર માનું છું.

વળી મ્યુનિ. સ્કુલ ના૦ ૧ લાના આસિ૦ મી૦ **છગનલાલ મો-**

**તીરામે** મને પ્રસંગોપાત કીંમતી મદદ આપી છે, જેથી તેમનો પણ આભાર માનવાની તક મારે જવા દેવી જોઇતી નથી.

છેવટ ભુલ ચુકની ક્ષમા ચાહી એટલુંજ ઇચ્છીશ કે દરેક શિક્ષકો પોત પોતાની સ્કુલમાં **ભૂગોળ શિક્ષણ**ની શરૂઆત આ ચોપડીમાં દર્શાવ્યા મુજબ કરવા યત્ન કરશે, તો મારા પ્રયાસમાં હું સફળ થયેલો સમજીશ.

લી○

**કર્ત્તા.**



# *OPINIONS.*

Bhugol Pravesh or Geography for the revised Gujarati 2nd.Standard for public schools appears to be on the whole a useful book for the Libraries of Gujarati Schools.

Surat } Sd./ HIRALAL NAROTAMDAS DALAL

## અભિપ્રાયો.

" ભૂગોળ પ્રવેશ " પબ્લિક સ્કુલના નવા ધોરણ મુજબ ગુજરાતી બીજા ધોરણ સારૂ ગુજરાતી સ્કુલની લાયબ્રેરીઓને ઉપયોગી થઇ પડશે.

**અંગ્રેજીમાં સહી.**

**હીરાલાલ નરોતમદાસ દલાલ**

“ ભૂગોળ પ્રવેશ” એ નામનું આ લઘુ પણ અતિ ઉપયોગી પુસ્તક
વિદ્યાર્થી વર્ગ અને વિશેષે કરીને શિક્ષક વર્ગ આગળ મૂકવામાં આવ્યું છે.
ગુજરાતી સાહિત્યમાં ઘણા વિષય ઉપર કસાયલી કલમથી લખાયલા પુ-
સ્તકોની ઘણી ન્યૂનતા છે, તોએ જ્યારે કોઇ પણ પુસ્તક પ્રગટ થઇ
વાંચક વર્ગ આગળ આવે છે ત્યારે પહેલો પ્રશ્ન એ પૂછવામાં આવે છે કે,
આ પુસ્તક કઇ અપેક્ષા અથવા ખોટ પૂરી પાડે છે ? તદાનુસાર આ લઘુ
પુસ્તકના સંબંધમાં પણ પૂછવામાં આવે કે શી ન્યૂતા હતી કે આ
પુસ્તક રચાઇ બહાર પડયું ? એનો ઉત્તર જેઓ કેળવણી ખાતા સાથે
સંબંધ ધરાવે છે તેઓ સહજ દેશે. હાલને સમયે કેળવણી ખાતું ભૂગોળ
એ વિષય ઉપર, અને તેમાં મુખ્યત્વે કરીને ભૂગોળ શિક્ષણ પદ્ધતિ ઉપર,
ખાસ લક્ષ આપે છે. આગળ ભૂગોળનું સારૂં જ્ઞાન વિદ્યાર્થીઓને અપાતું
હતું કે નહિ એ સવાલ કોરે મૂકી, મારે આટલું તો કહેવું જોઇએ કે
આ વિષય શિખવવાની પદ્ધતિ ઘણીજ શુષ્ક, નિરસ અને અરૂચિકર હતી
અને તેનું પરિણામ આપણે સાક્ષાત જોઇએ છીએ કે ભૂગોળનો વિષય
બાળકોને અપ્રિય થઇ પડયો છે. પશ્ચિમ દેશોમાં પણ એમજ હશે એ
શંકા આ પરથી સિદ્ધ થાય છે કે હાલને સમયે તે દેશોમાં બાળવર્ગ
માટે અનુભવી શિક્ષકની કલમથી લખાયલા Geographical Readers
પ્રગટ કરવામાં આવ્યા છે અને આપણા દેશમાં પણ તેવાં પુસ્તકો વાંચ-
વાને શિક્ષકોને ભલામણ કરવામાં આવે છે. હવે જ્યારે ભૂગોળ શિક્ષણ
પદ્ધતિ ઉપર આખા કેળવણી ખાતાનું ચિત્ત એકાગ્ર થયું છે ત્યારે તે એ-
કાગ્રતાના સ્ફૂરણ રૂપે આ પુસ્તક પ્રગટે એ સ્વાભાવિકજ છે. અને એ પુસ્તક કે-
ળવણી ખાતાની આધુનિક ન્યૂનતા પુરણ કરનાર છે એવી એ પુસ્તકના મારા અ-
ભ્યાસપરથી મારી ખાત્રી થઇ છે તેથી એ પુસ્તકને વિદ્યાર્થી વર્ગના સાહિ-
ત્યના અલ્પ સેવક તરીકે આવકાર દઉં છું તેના કર્તાને અભિનંદન આપું
છું, અને તેથીજ પ્રારંભમાં એને અતિ ઉપયોગી કહ્યું છે.

આ પુસ્તકને શિક્ષકોએ નમુના રૂપ ( Model ) લેવું ઘટે છે.
એમાં સુરત શહેરનું આખ્યાન છે માટે તે સુરતનેજ માટે છે એમ ધારવું
ભૂલ ભરેલું ગણાશે. કોઈ પણ શહેર, કસ્બા કે ગામના શિક્ષક આ

પુસ્તકને નમુનારૂપ લઇ પોતાના શહેર, કસ્બા કે ગામને લગતી હકીકતો આ પુસ્તકમાં દર્શાવેલી પદ્ધતિને અનુસરીને બાળકોને આનંદ ઉપજે એવી રીતે શીખવી શકે એમાં માત્ર ઉમંગ, ખંત તથા અવલોકનની જરૂર છે. હાલમાં પાશ્ચાત્ય કેળવણીનું મૂળ સિદ્ધાંત એ છે કે કેળવણીનું મંડાણ બાળકને અરૂચિકર નહોતું જોઇએ. એજ સિદ્ધાંતને અનુસરીને આ પુસ્તક રચાયું છે, એ હું આ પુસ્તકના ઉમંગી કર્ત્તાની શિક્ષણ પદ્ધતિથી વાકેફ છું તે ઉપરથી કહી શકું છું. ભાષા સરળ તેમ તેજોમય છે, વર્ણન શૈલીમાં સ્વાભાવિકપણું અને સાદાઇ છે અને બાળકોની અવલોકન શક્તિ જાગૃત થાય એવો આખા પુસ્તકનો ગર્ભિત હેતુ દેખાય છે. આ પુસ્તક શાળાઓમાં ચલાવવાની ભૂગોળની ચોપડી નથી પણ એ પુસ્તક શિક્ષકોના મિત્ર અથવા સાથી તરીકે ગણાતું જોઇએ. મારા સહકારીઓ જાણે છે કે હું ઘણાં વર્ષો થયાં ભૂગોળ એ વિષય માટે ફરિયાદ કરતો આવ્યો છું તેથી આ પુસ્તકને વધારે આવકાર દેવા યોગ્ય ગણું છું. "ભૂગોળ પ્રવેશ" ની સહાયતાથી શિક્ષકો આ વિષયને રૂચિકર અને ચિત્તાકર્ષક કરી શકે અને ભૂગોળનો વિષય બરાબર શિખવાતો નથી એ કલંક શિક્ષક વર્ગને માથેથી દૂર થાય તો કર્ત્તાનો હેતુ ઘણે અંશે પાર પડયો એમ સમજવું કઠીણ નથી.

સુરત મ્યુનિસિપાલિટિની સ્કૂલબોર્ડને પણ મારી નમ્ર વિનંતી છે કે આ પુસ્તકનો પોતાના તાબાની નિશાળોમાં પ્રચાર કરાવવો અને એ પુસ્તકના ઉમંગી કર્ત્તાને યોગ્ય આશ્રય આપી એવાં બીજાં શાળાપયોગી પુસ્તક રચવાને ઉત્તેજન આપવું. સરસ્વતીના ઉપાસકોની કદર જ્યારે દેશ જાણશે ત્યારેજ દેશોન્નતિ થશે.

સુરત

**મંનચેરશાહ પાલનજી કૈકોબાદ**
**શિક્ષક મિશન હાઇસ્કૂલ, સુરત.**

સુરત મ્યુ. સ્કુલ. નં. ૨ ના મહેતાજી મી૦ નિછાભાઇ ફકીરભાઇએ પોતે તૈયાર કરેલો ભૂગોળ પ્રવેશનો ગ્રંથ મને વાંચી સંભળાવ્યો તે ઉપરથી જણાય છે કે એ તૈયાર કરવામાં ઘણો શ્રમ લીધો છે, અને બીજા ધોરણમાં હાલની રીતે ભૂગોળનું શિક્ષણ આપવાને જોઇતાં સાહિત્યની ખોટ પૂરી પાડી છે; માટે મારો નમ્ર અભિપ્રાય છે કે આવાં કામને ઉત્તેજન આપી ઇનામ તથા લાયબ્રેરી સારૂ એ પુસ્તક બુક કમિટી પસંદ કરશે. તેમજ સુરત મ્યુ. સ્કુલ બોર્ડ પણ એ બાબતમાં ઘટતું કરશે એવી મને ઉમેદ છે.

અંગ્રેજીમાં સહી

**મોતીરામ રાજારામ પેન્સન્ડ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ફર્સ્ટગ્રેટ**

---

સુરત મ્યુનિસિપલ સ્કુલ નં. ૨ ના મુખ્ય મહેતાજી રા. નિછાભાઇ ફકીરભાઈ નાયકે "ભૂગોળ પ્રવેશ" માંથી કેટલો એક ભાગ વાંચી બતાવ્યો, તે ઉપરથી જણાય છે કે, એ પુસ્તક તૈયાર કરવામાં વખત અને મહેનતનો ઘણો ભોગ આપવો પડયો હશે. ભાષા એવી સહેલી રાખવામાં આવી છે કે બીજા ધોરણના વિદ્યાર્થીઓ સરળતાથી વાંચી અને સમજી શકે એમ છે. એ ચોપડી ઇનામ તથા લાઇબ્રરી માટે કેળવણી ખાતા તર્ફથી મંજુર કરવામાં આવશે, એમ તેનાં વિષય, રચના તથા ભાષા જોતાં લાગે છે.

સુરત પગથીઆ શેરી. } ગણપતરામ અનુપરામ ત્રવાડી
માજી પ્રિન્સિપલ કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજ

# અનુક્રમણિકા.

પાનું.





રેલ્વે સ્ટેશન એ બંધાવતા રૂપીઆ ૨॥ લાખનો ખરચ થયો હતો.

# ભાગ ૧ લો.

# દિશા શિક્ષણ.

## જમણું, ડાબું, આગળ, પાછળ, ઉપર, નીચે વગેરે.

શિક્ષક—છોકરાઓ, આપણે હાલમાં ક્યાં બેઠા છીએ ? જ. નિશાળમાં સાહેબ. * તમે ઉભા થાઓ. તમારો જમણો હાથ ઉંચો કરો. મુકી દો. ડાબો હાથ ઉંચો કરો. મુકી દો. બીજા નંબરને કહેવું કે તમારા જમણા હાથ તરફ કયો છોકરો ઉભો છે ? **છગનલાલ.** ડાબા હાથ તરફ કોણ છે ? **ભોગીલાલ.** બીજી હારના એક છોકરાને પુછવું, તમારી સામે કયો છોકરો છે ? **ચતુરલાલ.** તમારી પાછળ કોણ છે ? **નગીનદાસ.** તમારા પગ નીચે શું છે ? જમીન કે ગેલેરી. તમારા માથા ઉપર શું છે ? ટોપી. તેના ઉપર ? માળ કે છાપરું. તમારો જમણો હાથ જમણી તરફના છોકરાના ખભા ઉપર મુકો. તમારો ડાબો હાથ ડાબી તરફના છોકરાના ખભા ઉપર મુકો. વગેરે હુકમથી **જમણું, ડાબું, આગળ (સામે) પાછળ,** વગેરેનું ભાન કરાવવું.

(વળી પોતાની સામે ટેબલ હોય તે ઉપર અને નીચે છુટા છુટા અનેક જાતના પદાર્થો ગોઠવી નીચે મુજબ પ્રશ્નો કરવા. પ્રશ્ન દરેકને જુદા જુદા કરવા કે દરેક બાળકના મન આકર્ષિ શકાય. )

---

**ટીપ** * દરેક જવાબને છેડે સાહેબ શબ્દ બોલવોજ જોઇએ એમ નથી. એવું યાંત્રિક કરી દેવાની જરૂર નથી; તોપણ ઘણી ખરી વાર આપણા જોવામાં આવે છે કે વિદ્યાર્થીઓ જવાબ આપતાં માસ્તર, માસ્તર, શબ્દ બોલી સંબોધે છે. પછી જવાબ લેનાર ગમે તે ખાતાના અધિકારી હોય તો તેમને પણ માસ્તર શબ્દ બોલી જવાબ આપે છે. ખરી વાત તો એ છે કે જવાબ આપવામાં એવા

મારી સામે શું મૂક્યું છે ? ટેબલ. એ તમારી કઇ બાજુએ કહે-વાય ? **સામે.** ત્યારે આપણી બંનેની કઇ બાજુએ છે ? **વચમાં.** એની નીચે શું છે ? મોગરી. ઉપર શું છે ? ચાક, પત્થર, ધન, નળાકાર, ગોળો, ચપ્પુ, પેન અને ખડીઓ. (આ પદાર્થો ચાર દિશા તથા ચાર ખૂણે અનુક્રમે ગોઠવવા.)

બાદ ચાર છોકરાને ટેબલની ચાર બાજુએ ઊભા રાખી નીચે મુજબ પ્રશ્ન વર્ગના દરેક બાળક સાંભળે એવી રીતે કરવા.

| | | | | |
|---|---|---|---|---|
| | | છગન | | |
| | ચાક | પત્થર | ધન | |
| રંગીલ | ખડીઓ | | નળાકાર | મગન |
| | પેન | ચપ્પુ | ગોળો | |
| | | નગીન | | |

છગનલાલ, આ ટેબલપર તમારી સામે શું પડ્યું છે ? પત્થર. તમારા જમણા હાથની બાજુએ એટલે જમણી બાજુએ શું છે ? ચાક. ડાબા હાથે અથવા ડાબી બાજુએ શું છે ? ધન. આ પ્રમાણે ચારે છોકરાને પ્રશ્નો પૂછ્યા બાદ વર્ગના બીજા છોકરાઓને નીચેના પ્રશ્નો કરવા.

ચારે છોકરાઓનું મોં કોની તરફ છે ? ટેબલ સામે. છગનલાલની કઈ બાજુએ ધન છે ? ડાબી બાજુએ. એજ ધન મગનલાલની કઈ બાજુએ છે ? જમણી બાજુએ.

વારૂ નગીનદાસની જમણી બાજુએ શું છે ? ગોળો. મગનલાલની ડાબી બાજુએ શું છે ? એજ ગોળો. આ પ્રમાણે ચારે ખૂણાના પદાર્થો

---

**કોઇ પણ શબ્દની જરૂરજ નથી; છતાં પ્રસંગે આપણી ભાષામાં બોલવાનો પ્રચાર છે. તોપણ વિવેકની હદ ઉલંઘન થવી જોઇતી નથી. હું કબુલ કરૂં છું કે "માસ્તર" શબ્દ ગંભીર અર્થનો છે, તોપણ તે જેમને લાગુ થતો હોય તેમનેજ લગાડવામાં અને જરૂરને પ્રસંગેજ મૂકવાથી શોભે છે. નહિ તો બાળકોની આ ટેવથી કેટલાક મોટી વયના માણસોમાં "છે તેને કેની" "તને કહી મુકું જે" "શું કહું છું" "સાહેબને કહું જે" આવા કેટલાક અર્થ રહીત અને અપ્રાસંગિક શબ્દો બોલવાની ટેવ જોવામાં આવે છે, તેનો આપણે પાયો રચીએ છીએ. (આ સુચના દરેક વિષયને લાગુ પડે છે)**

માટે સવાલો કરતાં છોકરાઓના મનપર આવશે કે એકજ પદાર્થ એકની જમણી કે ડાબી બાજુએ હોય, તે જુદી રીતે ઉભા રહીને જોતાં ડાબી કે જમણી બાજુએ આવી જાય છે. આ પ્રમાણે વર્ગના ઓરડાના પદાર્થો, તથા નિશાળના આખા મકાનના સંબંધમાં રહેલા પદાર્થો વિષે પ્રશ્નો કરવા. ત્યાર બાદ નિશાળ બહારના કોઈ મકાન કે પ્રખ્યાત સ્થળના સંબંધમાં બાળકને જુદી જુદી રીતે ઉભા રાખી પ્રશ્નો પૂછી ખાતરી કરવી કે માત્ર જમણું ડાબું વગેરે જાણવાથી કોઈ સ્થળ કે પદાર્થોની જગ્યા સામા માણસને આપણે નિશ્ચય પૂર્વક જણાવી શકતા નથી. માટે એવી કોઇ રીત જોઇએ કે ગમે તેવી રીતે અને ગમે ત્યાં થઇને પદાર્થને જોતાં તે દરેકને સરખી બાજુએ જણાય. (આમ કરવાથી દિશાઓની અપેક્ષા બાળકના મનમાં થશે.)

## પૂર્વ ને પશ્ચિમ દિશા.

હવે તમારી પાસે એવો કંઈ ઉપાય છે કે જેથી જમણું, ડાબું બો-લ્યાવિના એકજ નિશાનીથી જગ્યા કે પદાર્થ તમારી કઇ બાજુએ છે તે કહી શકો ? હા, સાહેબ કહું. મણી કહેશે કે હું ઉભો છું ત્યાંથી હસ્પિતાલ, સ્ટેશન, ટાવર વગેરે સુરજ ઉગે તે તરફ છે; અને બંગલો, લાયબ્રેરી, કૉર્ટ, દરવાજો વગેરે તે આથમે તે તરફ છે. બહુ સારૂં.

તમે આ નિયમ ઘણો સારો શોધી કાઢયો. પણ કોઇ જગ્યા કયાં આવી તેનો જવાબ તમે આવો લાંબો આપશો ? કે સુરજ ઉગે તે તરફ આવી. એ બહુ સારૂં નથી, માટે સાંભળો. સુરજ પહેલાં કેણી ગમ દેખાય ? (આંગળી કરી બતાવશે,) આ તરફ સાહેબ. ઠીક ત્યારે, પહેલાંને માટે **પૂર્વ** શબ્દ યાદ રાખજો. એ કાના માત્રની વધઘટ ન થાય એવો શબ્દ છે, તેથી ઠીક પડશે. વારૂ એ પૂર્વ તરફ મોં રાખી જોતાં સુરજ કેણી તરફ આથમતો જણાય છે ? પાછળ. ત્યારે એને માટે **પશ્ચિમ** શબ્દ યાદ રાખજો.

# ઉત્તરને દક્ષિણ.

હવે એ બાજુ માટે તો નક્કી થયું પણ પૂર્વ તરફમોં કરતાં ડાબા હાથ તરફ કોઇ ચીજ કે જગ્યા બતાવવાને શું બોલીશું ? જવાબ—ના. ત્યારે કહેવું કે સુરજ હંમેશાં માથે થઇને પૂર્વથી પશ્ચિમમાં જતો લાગે છે ? ના સાહેબ. ઉતરાણ વખતે અમે કનકવા ચગાવીએ છીએ, ત્યારેતો એ (હમણા ઉભા છીએ તેના) જમણે હાથે છેક નીચે નીચે થઇ આથમી જતો જોઇએ છીએ. હા, ખરી વાત. સુરજ છમાસ જમણા હાથ તરફ નીચે નીચે જતો જાય છે; અને પાછો ફરી માથે આવી તમારા ડાબા હાથ તરફ નીચે નીચે જતો જાય છે, અને પાછો માથા તરફ આવે છે. આપણે જે દિવસે ઉતરાણનો તહેવાર કરીએ છીએ, તેજ દિવસથી એ એ તરફથી પાછો માથા તરફ થઇને આપણી બીજી બાજુએ જવું શરૂ કરે છે, તે દિવસને આપણે તહેવાર તરીકે પાળીએ છીએ. એજો જમણી કે ડાબી તરફ વધારે નીચે ઉતરી જાય, તો શું થાય ? તમે કોઇ કહી શકશો ? જ—ના. વારૂ તમને સુરજ માથે થઇને જતો આવતો ક્યારે જણાય છે ? ઉનાળામાં. એ રૂતુમાં શું વધારે લાગે છે. ? તાપ. ત્યારે ટાઢ વધારે ક્યારે પડે છે ? શિયાળામાં. એ ઋતુમાં સુરજ કેણી ગમ થઇને જતો લાગે છે ? જ. (આપણે સુરજ ઉગે તે તરફ મોં રાખીને ઉભા રહીએ તો) જમણી બાજુએથી જતો લાગે છે. ત્યારે હવે તો તમે કહી શકશો કે સુરજ જમણી બાજુએ ઉતરાણના દિવસ કરતાં પણ વધારે નીચો જાયતો શું થાય ? જ- ટાઢ બહુ પડે. બહુ સારૂં. તમે યાદ રાખો કે એ જમણી બાજુએ * **ઉત્તરાયનના** દિવસ સુધી જાય છે, અને એજ પ્રમાણે ડાબી બાજુએ પણ * **દક્ષિણાયનના** દિવસ સુધી જાય છે. માટે એ ડાબી બાજુને આપણે **ઉત્તર**, અને જમણી બાજુને **દક્ષિણ** કહીશું. બોલો ત્યારે આપણી ચારે બાજુના અથવા દિશાના નામ. આપણે શું પાડયાં ? ૧. **પૂર્વ**, ૨ **પશ્ચિમ**, ૩ **ઉત્તર** અને ૪—**દક્ષિણ**.

---

* ઉત્તરાયન=સૂર્ય ઉત્તર તરફ પાછા ફરવાનું શરૂ કરે છે તે દિવસ.
* દક્ષિણાયન=સૂર્ય દક્ષિણ તરફ પાછા ફરવાનું શરૂ કરે છે તે દિવસ;

# અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઇશાન.



વારૂ એ તો ચાર બાજુએ જે કંઇ હશે, તેને આ શબ્દોથી બતાવી શકીશું. પણ તમે હાલ ઉભા છો તેથી અડધા જમણા કે અડધા ડાબા ફરો તો આ ઓરડામાં તમારી સામે શું આવે છે ? જ ખૂણા. ત્યારે એ ખૂણા પડતી કોઇ વસ્તુ હશે તો તે બાજુ માટે શું નામ દેશો ? એ તમારી જાણમાં નથી. માટે હું તમને સમજાવુંછું. જુઓ આ નીચે એક લંબચોરસ આકાર છે. એમાં તમે શોધી કાઢેલી ચાર દિશાઓ લખી છે. તથા તે ઉપરાંત ચારે ખૂણાના નામ પણ લખી બતાવ્યાં છે. એમાં પૂર્વ ને દક્ષિણ વચ્ચેના ખૂણાને **અગ્નિ**, પૂર્વ ને ઉત્તર વચ્ચે **ઇશાન**, ઉત્તર ને પશ્ચિમ વચ્ચે **વાયવ્ય**, ને પશ્ચિમ ને




દક્ષિણ વચ્ચે **નૈરૂત્ય** લખ્યા છે. એમાં કયા કયા ખૂણા સામ સામાં છે તે તમારે લક્ષમાં રાખવું જોઇએ. એ નામો શા આધારે પાડવામાં આવ્યાં ’તે તમે આગળ શીખશો.

---

## રાત્રે ધ્રુવના તારા ઉપરથી દિશાઓ.

આ દિશાઓ શા આધારે નક્કી કરી ? સુરજને આધારે. પણ રાત્રે સુરજ દેખાય છે ? ના. ત્યારે તે વખતે તમને આ વાત કામમાં આવશે નહિ. રાત્રે તમારે દિશા જાણવા માટે શું કરવું તે આજ રાત્રે આપણે ભેગા મળી વિચાર કરીશું. *

---

* **ટીપ**—શિક્ષકે વરસમાં એક દિવસ આશરે ૭-૮ વાગ્યાને સમયે કે જે વખતે આકાશમાં તારાઓ ખુલ્લા જણાતા હોય, ત્યારે વર્ગ બોલાવી આ પાઠ સમજાવવો. આકાશ નિર્મળ હોય ત્યારે, અને કૃષ્ણપક્ષ (વદ)નો કોઇ દિવસ આ કામ માટે વધુ ઠીક પડશે. કારણ શુકલ પક્ષ (શુદ)માં ચંદ્રના પ્રકાશથી તારાઓ ઓછા પ્રકાશિત જણાય છે.

**(રાત્રે ભેગા મળ્યા બાદ)** જુઓ છોકરાઓ, આકાશમાં શું જણાય છે ? તારાઓ અને ચાંદરણીઓ. એને માટે તમે એક ઉખાણો કહો છો, તે તમને યાદ આવે છે ? હા. " થાળી ભરીરાઇ કોઇથી ન ગણાઇ." શું એ વાત ખરી હશે. ? હા સાહેબ. તમારૂં માનવું ખરૂં નથી. હાલમાં વિદ્વાનોએ એવાં યંત્ર શોધી કાઢયાં છે, કે આકાશમાંના તમામ પદાર્થો, લગભગ ગણી શકયા છે. એટલુંજ નહિ, પણ તે દરેકની હાલત કેવી છે. તે પણ જોઇ કે જાણી શકયા છે. માટે એ કહેવત હવે સાચી માનશો નહિ. ફરી પાછા આકાશ તરફ નજર કરો. જુઓ તમને બીજું શું જણાય છે ? તે બોલો. સાહેબ, કેટલાક તારા બહુ ઝગઝગે છે. અને કેટલાક ઝાંખા દેખાય છે. બીજો છોકરો કહે સાહેબ, કેટલાક તારા ખસતા હોય એમ જણાય છે. હા ખરી વાત છે. તમે ઉત્તર દિશાએ આવેલા આ સાત તારા તરફ નજર રાખો, અને એનાથી જરા છેટે (જોડેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઉપરની બાજુએ) એક બીજો જરા ઝાંખો તારો છે તે પણ જોતા રહેજો. થોડી વારે પાછા જોતાં એ સાત તારા ખસેલા જણાયા. પણ" પેલો ઝાંખો તારો ત્યાંને ત્યાંજ માલમ પડયો. એ તારાને **ધ્રુવનો તારો** અથવા ન ખસે એવો તારો કહે છે. આખા આકાશમાં એવો તારો એકજ છે, અને એ ઉત્તર દિશામાં આવેલો છે. આ સાત મોટા તારાને **સપ્તઋષિના** તારા કહે છે. વારૂ હવે તમે રાત્રે પણ **ઉત્તર** દિશા તો શોધી કાઢશો. જ. હા. શા ઉપરથી ? ધ્રુવના તારા ઉપરથી. ત્યારે ઉત્તરની સામે કઇ દિશા ? **દક્ષિણ**. બે દિશા-જડી. બાકીની બે શોધી કાઢવા માટે ઉત્તર તરફ મોં કરી ઉભા રહેવું તો જમણા હાથે **પૂર્વ** ને ડાબા હાથે **પશ્ચિમ** આવશે; અને ખૂણા તો પ્રથ-મની માફક મુકરર દિશાઓ વચ્ચેજ સમજવાના છે.

---

## હોકાયંત્ર ઉપરથી દિશાઓ.

કોઇ દિવસ એવો પણ આવે છે, કે આકાશ વાદળાંથી છવાઇ ગયું

હોય છે, અને સુરજ કે તારા કશુંજ દેખાતું નથી. ત્યારે દિશાઓ જાણવી ઘણી કઠણ પડે છે. તેટલા માટે વિદ્વાનોએ એક યંત્ર શોધી કાઢ્યું છે. તેને હોકાયંત્ર (દિશા જણાવનારૂં યંત્ર) કહે છે.




એ યંત્ર આ ચિત્રમાં બતાવ્યા મુજબનું દાબડી જેવું હોય છે. એનો ઉપલો ભાગ નાના ઘડીઆળ જેવો લાગે છે. તેમાં એક સોય હોય છે. તે બંને છેડે અણીદાર તથા પોલાદની બનાવેલી હોય છે. એ સોયને એક△ આવી નિશાની વાળે છેડે લોહચુંબક પાયેલું હોય છે. તેથી તેને ગમે તેમ ફેરવીએ તોપણ તેનો તે છેડો ઉત્તરમાંજ રહે છે. (એમ કહેવામાં આવે છે કે ઉત્તર દિશામાં લોહચુંબક પદાર્થના ડુંગરો આવેલા છે, અને ત્યાં કોઇ વહાણ અગાઉ કેટલાંક વરસપર ગયુ હતું. તે વખતે તે વહાણમાંના જડેલા ખીલા પેલા લોહચુંબકના ડુંગર નજીક આવતાં ખેંચાઇ ગયા હતા. તેથી પાટીઆં તદન છુટાં પડી જવાથી વહાણ ડૂબી ગયું હતું. એટલા માટે વહાણ, આગબોટ વગેરેમાં ખીલા ત્રાંબાના વાપરે છે. આ ડુંગરોના ખેંચાણથી આ યંત્રની સોય પણ ઉત્તરમાંજ રહે છે.) હવે જેમ પૂર્વ દિશા જાણવાથી આપણે બાકીની તમામ દિશા ને ખૂણા શોધી શકયા હતા, તેમ ધ્રુવના તારા વડે ઉત્તર દિશા જાણવાથી પણ બાકીની દિશાને ખૂણા શોધી શક્યા હતા. આ યંત્રમાં તો બધી દિશાઓ લખેલીજ હોય છે. એટલે અડચણ આવતી નથી. આ યંત્ર ઘણા મોટાં અને કીંમતી હોય છે; તેથી ઘણા જતનથી તેને રાખવામાં આવે છે. દરિયાઇ મુસાફરીમાં વહાણવટીઓને રાત્રે કે અંધારાયલા દિવસે એની બહુ જરૂર પડે છે. ઘડીઆળના છેડામાં ઘણા જણ પાસે લટકાવેલાં આ યંત્ર જોઇએ છીએ, તે માત્ર બેત્રણ પૈસાની કીંમતે મળે છે. (બાળકને સમજાવવા માટે આ નાનું હોકાયંત્ર વધુ સગવડવાળું થઇ પડશે.)

# ચિત્ર નમુના અને નકશાની સમજ.

વાંચનમાળાની ચોપડીમાંથી એક ચિત્ર કાઢી બાળકોને પૂછવું આશું છે ? જ, ઘોડાનું કે ગાયનું ચિત્ર છે. તમે એ સિવાય કયાં કયાં પ્રાણીનાં કે પદાર્થોનાં ચિત્ર જોયાં છે ? જે જોયાં હોયતે ગણાવો. ભેંસ, બકરી, ઉંટ, માણસ, છોડ, ઝાડ વગેરે ગણાવશે. એ સઘળાંને ચિત્ર કહેવામાં આવે છે, કારણકે એને પ્રથમ ચિતારાએ ચિતરીને બનાવેલાં હોય છે. પછી એવાજ આકાર ધાતુમાં કે લાકડાંમાં કોતરીને તૈયાર કરી કાગળ પર છાપેછે. આ તમે જે બધાં ચિત્ર જોયાં છે તે છાપેલાં ચિત્રો છે. તમારા ઘરમાં કોઇને ત્યાં તમારા ભાઇ કે બાપની છબી ચિતારાની ચિતરેલી હશે, તો એ પણ ચિત્રજ છે. પહેલાં સઘળું કામ ચિતારાજ કરતા હતા; પણ હવે તો યંત્રની મદદથી છબી પાડવાનાં કામનો શોધ થવાથી એ ધંધો વધુ ચાલતો નથી. તોપણ એ કામમાં ઘણી બુદ્ધિની જરૂર છે. કારણ જે પ્રાણી કે પદાર્થનું ચિત્ર પાડવું ધાર્યું હોય, તે નજર આગળ ન હોય તોપણ એકવાર જોયેલું હોવાથી તેનો આકાર મનમાં કલ્પીને તુરત પાડી શકે છે. તેટલા ઉપરથી જ આપણામાં કહેવત પડી છે કે "ચતુરમાં ચિતારો" તમે ડ્રૉઇંગ શીખોછો એ ચિત્ર વિદ્યાનો જ ભાગ છે. એમાંથીજ તે વિદ્યાપ્રાપ્ત કરી શકાય છે. માટે તમારે ધ્યાન દઇ શીખવું જોઇએ.



## નમુનો

હવે તમારી સ્લેટ પેન હાથમાં લઇ આપણે જે ઓરડામાં બેઠા છીએ, તે ઓરડાનો આકાર પાડી લાવો. વારૂ એને કેટલી બાજુ છે ? ચાર. ખૂણા કેટલા છે ? ચાર. ચાર બાજુને ચાર ખૂણાવાળા આકારને કેવો આકાર કહીએ છીએ. ? **ચોખૂણાકાર.** ત્યારે આ ચોખૂણ ઓરડાનો આકાર તમારી સ્લેટમાં સમાઇ રહેશે કે ? ના. ત્યારે કેવી રીતે પાડશો? સાહેબ, એ ઓરડા જેવો ચાર બાજુ તથા ચાર ખૂણાનો **નમુનો** પાડીશું, પણ

તે નાનો આવશે. ફીકર નહિ પાડો. બધા પાડી લાવ્યા બાદ (દરેકનો નાનો-મોટો નમુનો સરખાવવો અને) કહેવું કે ઓરડાનો આ ખરો આકાર **ન** કહેવાય. માત્ર નમુનોજ કહેવાશે. આ ઉપરથી એટલુંજ માલમ પડશે કે આ એક **ચોખૂણ આકારના** ઓરડાનો **નમુનો** છે. પણ એ ઉપરથી એમ તો ન જણાય કે એ ઓરડો કેટલો લાંબો પહોળો છે. માટે હવે આપણે તેવો ચોક્કસ આકાર પાડીએ.



## ઇંચ અને ફુટની સમજ.

જુઓ આ એક દાબડી છે. એમાંથી આ એક લુગડાની પટી ખેંચી કઢાય છે. અને પાછી આ ઉપરની ચાવી ફેરવવાથી માંહે સંકેલી લેવાય છે. એ પટી તમે તમારા હાથમાં લઇને જુઓ. એની ઉપર બબ્બે આં-ગળ (સવાકાપુર)ને છેટે કાળા કાપા પાડેલા છે. એ કાપા વચ્ચેની જગ્યા-ને એક **ઇંચ**ની લંબાઇ કહે છે. એવા અગીઆર કાપા પાડ્યા બાદ બારમો લાલ કાપો છે. ત્યાં અંગ્રેજી એક (I) લખ્યો છે. એ ફુટનું માપ બતાવે છે. એક ફુટમાં એવા બાર ઇંચ હોય છે. તમે બધાએ લાકડાની ફુટ પટી જોઇ છે, તેની બરોબર એ છે. અને એ પટી ૫૦ કે ૧૦૦ ફુટ લાંબી હોય છે, તેથી સીધી લીટીમાં લંબાઈ માપવાને ઘણી કામમાં આવે છે. લાકડાનો ફુટ વારે વારે ઉંચકીને મૂકવો પડે છે, તથા ઉંચી નીચી તેમજ ઘણી લાંબી જગ્યા માપતાં બરોબર કામ થતું નથી. એવે વખતે આ કપડાંની પટીવાળી દાબડી વાપરવામાં આવે છે. હવે આપણે આ ઓરડાનું માપ એ ફુટપટી વડે લઇએ.



## ઓરડાનો નકશો તથા નકશાની સમજ.

મોહનલાલ, તમે આ પટીનો એક છેડો પકડો, અને આ ઓરડાની પૂર્વ

તરફની ભીંતને એક છેડે (ઇશાન કોણમાં) ઉભા રહો. બીજો એક છોકરો આ પટીની દાબડી લઇ એજ ભીંતને બીજે છેડે (અગ્નિ કોણમાં) જાય. દાબડી-માંથી પટી કેવી ખરરર નીકળ-




તી જાય છે! જરાપણ મહેનત પડતી નથી. હવે જુઓ કેટલા ફુટ પટી બહાર નીકળી? ૧૦ ફુટ સાહેબ. બહુ સારૂં. હવે દાબડી વાળો છોકરો ઉત્તર તરફની ભીંતને માપવા સારૂ વાયવ્ય ખૂણાપર જાય. બોલો એ ભીંત કેટલી લાંબી છે? ૨૦ ફુટ સાહેબ. વારૂ હવે તમે માપ્યા વગર પણ કહી શકશો કે દક્ષિણની ભીંત કેટલી થશે.? ઉત્તર જેટલી (૨૦ ફુટ.) પશ્ચિમ તરફની? પૂર્વ જેટલી (૧૦ ફુટ.) ઠીક. આપણો ઓરડો લાંબો કેટલો કહેવાય? ૨૦ ફુટ. પહોળો કેટલો? ૧૦ ફુટ. દશ ફુટ લાંબોને ૨૦ ફુટ પહોળો એમ બોલાય કે નહિ.? ના સાહેબ, પહોળાઇ કરતાં લંબાઈ વધારે બોલવાનો રિવાજ છે. આપણે ૨૦ ફુટ લાંબા ને ૧૦ ફુટ પહોળા ઓરડાનો ખરો આકાર પાટીઆપર પાડવા એવડુંજ પાટીયું જોઇએ, પણ તે આપણી પાસે નથી. માટે એક ફુટને બદલે એક ઈંચની લીટી લઇ ખરો આકાર પાડીએ. ત્યારે બોલો. ૧ ફુટને માટે ૧ ઈંચની લીટી લઉં, તો ૨૦ ફુટ માટે કેવડી લીટી લેવી જોઇએ? ૨૦ ઈંચ. આ ચાકવતી પાટીઆ પર લાકડાની ફુટપટી મૂકીને એ લીટી પાડો. પાડશે. હવે પહોળાઇ દશ ફુટ છે, તો કેટલા ઈંચની લીટી પાડવી જોઇએ? ૧૦ ઈંચની સાહેબ.




તે પણ એજપ્રમાણે ચાકવતી પાડો. પાડશે. હવે એની સામ સામેની લીટીઓ તેવડીજ પાડી ચોખૂણાકાર પૂરો કરો. જુઓ આ આકાર ઓરડાનો ખરો આકાર થયો. કારણકે એ લંબાઈ પહોળાઇનું માપ રાખીને પાડેલો છે. એવા આકારને **નકશો** કહે છે. મોજણીદારો ગામના કે ખેતરના જે નકશા પાડે છે. તે આ પ્રમાણે ખરા માપનો અમુક ભાગ લઇ પાડેલા હોય છે;

અને તેથીજ તે **નમુના** કહેવાતા નથી, પણ **નકશા** કહેવાય છે. આપણી નિશાળમાં જે નકશા છે, (ન જોયા હોય તો બતાવવા.) તે સઘળા એ પ્રમાણે ખરા માપનો અમુક ભાગ લઇને પાડેલા છે. આપણે જેમ ૧ ઇંચમાં એક ફુટ જગા બતાવી, તેમ મોટા નકશાઓમાં એક ઇંચમાં ૧૦-૨૦-૩૦-૫૦ કે વખતે ૧૦૦ માઇલ પણ બતાવેલા હોય છે. હવે તમે ચિત્ર, નમુના અને નકશાનો ભેદ સમજ્યા હશો. *

---

* ઉપર પ્રમાણે એક ઓરડાનો નકશો તેમાં ગોઠવેલી વસ્તુઓ સહીત તૈયાર કરાવ્યા બાદ તેની જોડે નજીકના બીજા ઓરડાનો નકશો જોડાવવો. બાદ ત્રીજો, એમ આખી નિશાળનો નકશો બનાવરાવવો. સઘળું કામ વિદ્યાર્થીઓ પાસેજ કરાવવાથી વધુ ફાયદો થશે. શિક્ષકે માત્ર માર્ગ દર્શક રહેવું. ખાસ જરૂરના પ્રસંગ કે અઘવડ આવ્યા વિના જાતે કરવા મંડી જવું નહિ; પણ શાન્ત પ્રકૃતિએ ધીમેથી શિક્ષણ આપવું. નિશાળ અને ગામના નકશા સાથેતે બાબે જ્ઞાન આપવા માટે વાંચન માળાની બીજી ચોપડીમાં જે પાઠો આપ્યા છે; તે ઉપર પણ શિક્ષકોનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. નવી વાંચન માળાના પાઠો એવીજ રીતના ગોઠવ્યા છે કે શિક્ષકને બીજા વિષયોનું શિક્ષણ આપવામાં મદદ મળી શકે. એટલા માટે એ પાઠો યોગ્ય રીતે શીખવવા ભલામણ છે.



# ભાગ ૨ જો.

## નિશાળવાળાં સ્થળની (ગામની) ભૂગોળ.

### સુચના.

દિશાઓ, નકશા, નમુના, અને ચિત્રનું જ્ઞાન આપ્યા બાદ, તથા નિશાળનો નકશો કાઢતાં શીખવ્યા બાદ, જે સ્થળ (ગામ કસ્બા કે શહેર)માં નિશાળ હોય, તે સ્થળનું વિશેષ જ્ઞાન આપવું શરૂ કરવું. નવાં ધોરણ પ્રમાણે આ વિષય શીખવતાં જેટલી બાબત બની શકે તેટલી પ્રત્યક્ષ કરીને બાળકોને તે ઉપર અવલોકન કરાવવું જોઇએ, અને ત્યાર બાદ વધુ જાણવા લાયક હોય તે સૂચક પ્રશ્નોથી કહાવવું જોઇએ. માટે પ્રથમ જે સ્થળમાં નિશાળ હોય, તે સ્થળના દરેક ( વિશેષે કરી પ્રખ્યાત ) ભાગો પ્રથક પ્રથક અમુક અમુક દિવસે બાળકોને ત્યાં આગળ સાથે લઇ જઇને શિક્ષકે બતાવવા જોઇએ; અને જોવા લાયક જગ્યાઓ આગળ જઇને તે તે વિષયોના ઉપર કહ્યા મુજબ પાઠો આપવા જોઇએ. આથી બાળકોને સંગીન જ્ઞાન થવા સાથે તેમની અવલોકન, તોલન વગેરે કેટલીક ગુપ્ત શક્તિઓ વૃદ્ધિ પામ્યા વિના રહેશે નહિ. ત્યાર પછી નિશાળના નકશાને સંબંધમાં લઇ નજીકના ભાગોથી શરૂ કરી આખા **સ્થળનો** નકશો પૂરો કરાવવો. પ્રથમ શિક્ષકની મદદથી નકશો પાટીઆ પર પાડ્યો હોય, તે મુજબ દરેક વિદ્યાર્થીએ પાછળથી પોતપોતાની સ્લેટપર પાડતાં શીખવું જોઇએ.

જેટલો ભાગ જે દિવસે મુસાફરીમાં લેવો નક્કી કર્યો હોય, તેટલા ભાગ સંબંધી બાળકો જોડે શિક્ષકે વિવેચન કરી પાટીઆ પર તેનો કાચો નકશો પ્રથમ તૈયાર કરવો, અને તેમાં જોવા લાયક જગ્યાઓ મૂકાવવી. ત્યાર બાદ મુસાફરી માટે જવું સારૂં છે. આ કામ માટે ખાસ રજાનોજ વખત ઉપયોગમાં લેવો જોઇએ, એમ સમજ-

વાનું નથી. પણ ટાઇમટેબલમાં ભૂગોળનો વખત એવી રીતનો રાખવો કે જેથી કરી અવલોકન કરાવવા સાથે કસરતનો સમય પણ ભેગો લઇ શકાય. કારણ કે નિરિક્ષાના પાઠોમાં જોડે કસરત થવાનીજ છે. અવલોકેલા પદાર્થોનું પુનરાવર્તન બીજે વખતે નિશાળમાં કરી નકશો વપરાવતા જવું, અને કયો ભાગ કઇ દિશાએ છે તે પણ પૂછતા જવું.

શહેરમાં એક કરતાં વધારે નિશાળ હોવાથી સર્વને સરખી રીતેલાગુ પડવા સારૂ "**શહેરની ભૂગોળ**" સ્ટેશનથી શરૂ કરી છે. બાળકોને રસીક લાગવા માટે એવી ગોઠવણ કરી છે કે પ્રેક્ષકલાલ નામનો એક બહાર ગામનો માણસ તેના સુરતનાવતિન મિત્ર પૂરકલાલને ત્યાં શહેર જોવાને આવે છે, અને તેનો પત્ર આગમચ આવેલો હોવાથી, તથા પ્રેક્ષકલાલ શહેરનો તદન બિન અનુભવી હોવાથી, પૂરકલાલ સ્ટેશનપર લેવા ગયો છે. આ બન્ને વણિક મિત્રોએ ત્યાં આગળથીજ વાત શરૂ કરી છે. આ પ્રસંગે કહેવાની જરૂર રહેશે નહિ કે **પેક્ષક** (જોનાર)ને **શિષ્ય**, અને **પૂરક** (ઇચ્છા પૂર્ણ કરનાર)ને **શિક્ષક** સમજવો જોઇએ. મારે ફરીથી એકવાર ચેતાવવાની જરૂર છે કે આ વાર્તારૂપ ભૂગોળ લખી છે, તેમાં ઘણે પ્રસંગે પૂરકલાલે તમામ હકીકત કહી દીધી છે. તેમ શિક્ષકે કરવાનું નથી. શિક્ષકે તો **પ્રથમ બાળકો પાસે પ્રત્યક્ષ અવલોકનથી જેટલું જ્ઞાન કઢાવી શકાય તેટલું કઢાવવું, બાદ સૂચક પ્રશ્નોથી બાકીનું જ્ઞાન પૂર્ણ કરવું.**



# રેલવે સ્ટેશન.

આગગાડી આવી. સર્વ માણસો ઉતર્યા. તેમાં મિત્ર પ્રેક્ષકલાલ પણ હતા. પૂરકલાલને સ્ટેશનપર આવેલા જોઇ (અજાણ્યાં હોવાથી તથા ઘણા દિવસે મળવાથી) હર્ષનો પાર રહ્યો નહિ. જેથી બંનો ભેટયા, અને ટીકીટ આપી થોડો વખત તેજ ખુશકારક જગ્યાએ બેઠા.

પ્રેક્ષકલાલ—ભાઇ પૂરકલાલ, આ સ્ટેશન મને બહુ સુંદર લાગે છે.

પૂરકલાલ—હા ભાઇ. મુંબઇથી વઢવાણ સુધી જશો, તો આવી સુંદરતા બીજા કોઇ સ્ટેશનની નથી. આ સ્ટેશન શહેરથી ઊંચી જગ્યા-પર છે, અને *પ્લાટફોર્મપરથી શહેરમાં આવવા સારૂ પગથીઆં ઉતરીને આવવું પડે છે. જો તમે ઉપર હો તો શહેર કેણીગમ હશે, એ જાણીજ શકો નહિ. વળી જુઓ આ ટીકીટ ઑફીસ. તેને લગતી પેસન્જરો (ગાડીમાં મુસાફરી કરનાર)ને બેસવાની ખુલ્લી જગા, લગેજ ઑફીસ અને ઉત્તર બાજુએ રેલવે પોલીસની ઑફીસ છે. દક્ષિણે જે ઓરડાઓ છે એમાં થોડા વખતપર તાર શીખવવાની ઑફીસ હતી, અને ઘણા ઉમેદવારો તારનું કામ શીખતા હતા. શીખી રહ્યા બાદ તેમને તારખાતામાં જગ્યા મળતી. હવે ચાલો આપણે ઉપર ચઢીએ. જુઓ અહીંઆ પણ કેવા સુંદર ને કેટલા વિટીંગ રૂમો (આબરૂદાર માણસોને બેસવાના ઓરડાઓ) છે. મધ્ય ભાગે સ્ટેશન માસ્તરની ઑફીસ છે. એમને માથે આખા સ્ટેશનના કામકાજનો જોખમ હોય છે. જુઓ આ રેલવે તાર ઑફીસ છે. એ જગ્યાએથી આપણે ગમે તે જગ્યાએ સંદેશા મોકલાવી શકીએ છીએ. આ મુસાફરો માટેનું હોટલ છે, એમાં ચાહ તથા નાસ્તો કરવો હોય તો તે વેચાતો મળે છે. એની ઉત્તરે આબરૂદાર સ્ત્રીઓને બેસવા માટેનો ઓરડો છે. અને તેમાં નહાવા ધોવાની, તથા પીસાબ પાણીની પણ સગવડ છે. આ જોડે પોષ્ટ ઑફીસ છે, તેથી કાગળો નાંખવાની પણ અડચણ નથી. આવી અનુકુળતા વાળાં બીજાં થોડાંજ સ્ટેશનો હશે. ગાડી પણ ઘરની અંદરજ (છાપરાં નીચે) ઉભી રહે છે. હાલમાં હવાને પ્રકાશની જોગવાઇ માટે અડધું છાપરૂં તોડી નંખાવ્યું છે. આ સ્ટેશનને લોકો સુરતનું સ્ટેશન કહેતા નથી પણ ઘણા ખરા **ધોબી ઘટાનું સ્ટેશન** કહે છે. કારણ કે એજ જગ્યાએ આગળ ધોબી ઘાટ (ધોબીને લુગડાં ધોવાનો ઘાટ)હતો, હાલમાં આ સ્ટેશનની પૂર્વે પોષ વદ અમાંસને દિવસે લોકો છેલવેલ્લા કનકવા ચગાવવા આવે છે. એ દિવસને કનકવાની વર્શીવાળવાનો દિવસ કહે છે. એ ઉતરાણ પછી આવે છે; અને ત્યાર બાદ ભાગ્યેજ કોઇ કનકવા ચગાવતા **હશે.**

* **માણસોને** ગાડીમાંથી ઉતરવા ચઢવા માટે બાંધેલો ઓટલો,

પહેલ વહેલી રેલવે ઇ. સ ૧૮૫૬ના મે માસની ૧ લી તારીખે **અમરોલી** ગામે નંખાઇ હતી; અને ઇ. સ. ૧૮૬૪થી સુરત અને મુંબઇ વચ્ચે આગગાડી ફરતી થઇ હતી. વળી સુરતથી એક રેલવે પૂર્વમાં નંદરબાર તરફ જાય છે, તેને ટાપ્ટીવેલી ( તાપી નદીની લગો લગ આવેલી ) રેલવે કહે છે. એ સુરતથી દક્ષિણે આવેલાં કાંકરા ખાડી સ્ટેશનથી જુદી પડે છે. આથી સુરતનો વેપાર વધ્યો છે. આટલી વાત કરી નીચે ઉતર્યા.

પ્રેક્ષકલાલ—ભાઇ પૂરકલાલ. આપણે સ્ટેશન ઉપર અને નીચે બધે ફર્યા, પણ કોઇ જગ્યાએ માલ ઉતરતો ચડતો જોવામાં કેમ આવ્યો નહિ? પૂરકલાલ—હા ભાઇ તમારૂં કહેવું ખરૂં છે. માલ ચઢાવવા ઉતારવાને આ સ્ટેશનની દક્ષિણે જુદોજ ભાગ રાખ્યો છે. જુઓ આ દેખાય છે તે. એમ કહી બતાવે છે. એને **ગુડસયાર્ડ** કહે છે. દરેક મોટા સ્ટેશને એજ પ્રમાણે **ગુડસ યાર્ડ** ઇલાયદો રહે છે. પ્રેક્ષકલાલ કહે ચાલો હવે સ્ટેશન પર ઘણો વખત થઇ ગયો, માટે આગળ ચાલીએ. એમ કહી આગળ ચાલ્યા. આ જમણા હાથે જે રસ્તો જાય છે, તે અશ્વનીકુમાર થઇ ફુલપાડે જાય છે. શહેરના લોકો મુડદાં ત્યાં બાળે છે. મસાણ કાંઠે એક ધર્મશાળા અને તેમાં લાયબ્રેરી છે; તથા રસોઇનાં વાસણો રાખેલાં છે; મેં વડે દૂરના આવનાર રાંધી ખાયછે. બીજો રસ્તો લાલ દરવાજે થઇ રૂઘનાથપરામાં જાય છે.



## હોપ સરકલ.

પ્રેક્ષકલાલ—આ સામે બાગ જેવું શું લાગે છે?

પૂરકલાલ—હા ભાઇ, એ બાગજ છે. એનો આકાર ગોળ છે. માળીએ એવી ચતુરાઇથી એમાં ઝાડો રોપ્યાં છે, કે એની મધ્યમાં થઇ ચારે બાજુ સામ સામેની વાડ સુધી; તથા ફરતે ફરી શકાય એવી સડકો રાખી છે. તે સડકો ઉપર પાટલીઓ ગોઠવી છે. જેથી

લોકો આ બાગમાં બેશીને આરામ લઇ શકે છે. આશો વદ પડવો કે જેને સુરતના લોકો **ચંદનીપડવો** કહે છે, તે રાત્રે આ બાગમાં અને સ્ટેશનની સામેના મેદાનમાં મોટો મેળો ભરાય છે. તે વખતે ફરવા આવનાર પોતાની જોડે સુરતના પ્રખ્યાત ઘારીવાળા દેવશંકરની દુકાનેથી મીઠાઇ વગેરે (સૌ સૌની શક્તિ મુજબ) લઇ આવી બે ચાર ભાઇબંધો સાથે બેશીને ખાય છે. આ બાગ સુરતમાં સર. ટી. સી. હોપ સાહેબ કલેક્ટર હતા, (કે જેમનું નામ તમે આગળની દરેક વાંચનમાળાની ચોપડીના આરંભે વાંચ્યું છે;) તેમણે કરાવ્યો હતો. તેથી એને **હોપ સરકલ** કહેવામાં આવે છે.

પ્રેક્ષક—હું સાંભળીને ઘણો ખુશી થાઉં છું અને સાથે આશ્ચર્ય પામું છું, કે આ શહેરમાં **કનકવાની વર્શી** તથા **ચંદનીપડવો** મળી બે તહેવારો નવાજ છે. એ તહેવારો બીજા કોઈ શહેરમાં નહિં હશે.

પૂરકલાલ—હા ભાઇ, તમારો વિચાર ખરો છે. શરદ ઋતુની ચંદની ઘણી આનંદ દાયક હોય છે, એમાં હું કાંઇ ના પાડતો નથી. પણ તેમાં આવા મેળાના રૂપમાં એક સ્થળે ભેગા થઇ આનંદ ઉજવવાનો રીવાજ તો આ શહેરમાંજ છે. એ રાત્રે દેવશંકર ઘારીવાળાને ત્યાં આશરે રૂપિઆ ૫૦૦થી ૧૦૦૦ સુધીનો વકરો થાય છે, એમ સાંભળ્યું છે. તેમ બીજા દુકાનદારોને પણ ઘણો સારો લાભ મળે છે.



## સુરત નામ શા આધારે પડ્યું.

પ્રેક્ષક—સુરતના લોકો બહુ શોખીન છે. તથા નાત વરા વગેરે બીજા અનેક પ્રસંગોમાં પૈસા છૂટથી ખર્ચે એવા છે; એવું મેં સાંભળ્યું હતું તે વાત બરોબર છે. પણ ભાઇ પૂરકલાલ, આ શહેરનું નામ સુરત શા આધારે અને કોણે પાડ્યું હશે ? એ મારા જાણવામાં નથી. આ છોકરાની સુરત કેવી છે, એમાં સુરત એટલે દેખાવ અર્થ થાય છે. તે ઉપરથી મેં અનુમાન કીધું હતું, કે સુરતમાં જોવાનું ઘણું અને

સારૂં સારૂં હશે; અને તેથી સુરત નામ પડયું હશે. પૂરકલાલ આ સાંભળી હસ્યા, અને કહ્યું કે ના ભાઇ તેમ નથી. સુરત નામ કેમ પડયું એ બાબત અનેક કથા ચાલે છે. જેમાંની એક એવીછે કે તાપી નદીને જમણે કાંઠે હાલ રાંદેર કસ્બો છે. અગાઉ તે એક મોટું શહેર હતું, અને ડાબે કાંઠે જ્યાં હાલ માછીવાડો છે, ત્યાં થોડાં માછીનાં ઝુંપડાં અને **સૂર્યપુર** નામનું નાનું ગાંમડું માત્ર હતું. એકવાર એવું બન્યુંકે કોઇ નાગર જમીનદારની વિધવા બાઇ પોતાના નાની વયના દીકરા ગોપીને લઇ કોઇ કારણે આ ગામમાં આવી રહેલી હતી. એ ગોપી ફારશી એવું સારૂં લખી વાંચી જાણતો હતો, કે એ ભાષાના તે અવળા અક્ષર પણ વાંચી શકતો. તેજ વખતમાં રાંદેરના એક નવાયતા (નવાઆવેલા) એ પોતાની રાખેલી સ્ત્રી **સુરજ** ને કાઢી મૂકી. તે કંટાળી મક્કે હજ કરવા જવાના વિચારે રાંદેરથી સામેપાર આવેલા માછીવાડા આગળ આવી રહી; અને તે વહાણ ઉપડતાં સુધી થોડા રોજ આપાર રહી. તે અરસામાં તેને ગોપીની માની મુલાકાત થઇ. બંને વચ્ચે સારો સ્નેહ થયો, ને પોતાની પાસે લાખો રૂપિઆનો માલ હતો, તે તેને સોંપી ગઇ. પાછી આવી, ત્યારે માંદી હતી; તેથી તે માલ તેણે લીધો નહિ. આખરે મરતી વેળા ગોપીની માને તમામ માલ બક્ષિસ કર્યો. માત્ર તેમાંથી પોતાની યાદગારી રહે એવું કરવા જણાવ્યું. ગોપી મોટો થયો, અને તે ધનવડે તેણે આ શેહેરમાં મોટી વાડી તથા હવેલીઓ બંધાવી. ને રાંદેરના વેપારીઓ સાથે વેપાર કરવા લાગ્યો. તેથી આસપાસના પ્રાંતના લોકો ધંધાર્થે આવીને આ સ્થળે રહેવા લાગ્યા. બે ત્રણ વર્ષમાં વસ્તી વધી ગઇ, ને આ વાતની ખબર ગુજરાત ના બાદશાહ મહમદ બેગડાના દીકરા સુલતાન **મુજફ્ફરશાહ** ને થઇ. તેણે ગોપીને **નાયક** નો ખિતાબ આપ્યો. રાંદેરના સોદાગરો અત્રે આવી વેપારની સગવડ હોવાથી રહેવા લાગ્યા, તેથી રાંદેર શહેર તૂટીને સુરત શહેર થયું છે. આજે પણ રાંદેર ટાઉન (શહેર) લખાય છે, એની વસ્તી સાડા દશ હજાર માણસની છે; એ તેની અગાઉની મોટા પણાની નિશાની છે. આગળ જતાં મુજફ્ફરશાહે આશહેર સુરજની માલમિલ્કતથી વસ્યું, માટે અંત્ય જ કાર

ફેરવી **ત** કાર દાખલકરી સુરતનામ રાખ્યું. એછેલ્લો અક્ષર ફેરવવાનું કારણ સુરજ હલકી સ્ત્રી હોવા છતાં બાઇએ આપેલું વચન ન જાય તે હતું. બીજી દંત કથાઓમાં ફેરફાર છે, તોપણ તેમાં **ગોપીનાયકનું** નામ તો આવે છે. કેટલાક કહે છે કે ગોપી નાયક અનાવલો બ્રાહ્મણ હતો. કારણ કે એ કોમમાં આજે પણ નાયક, વશી વગેરે અટકો ચાલે છે.



## સ્ટેશન સામેની વીશી તથા દુકાનો.

પ્રેક્ષકલાલ—ચાલો, હવે આ સીધી સડકે આગળ ચાલીએ. પણ મને તો ભૂખ કકડીને લાગી છે, અને આજે શહેરનો ઘણો ખરો ભાગ જોઇ લેવા વિચાર છે, માટે કાંઇ ખાવું જોઇએ.

પૂરક—બહુ સારૂં મિત્ર, આ સુખડીઆઓની હારબંધ દુકાનો છે, પણ ખર્ચ વિશેષ થશે ને તૃપ્ત થવાશે નહિ. માટે આ **બાપાલાલની વીશીમાંજ** જમી લઇએ. એમાં રસોઇ સારી થાય છે, અને આ શહેરમાં કામે આવનાર જેમને બીજી કંઇ જોગવાઇ ન હોય તે એમને ત્યાંજ જમી લેછે. બંને ભાઇઓએ દાળભાત રોટલી શાક જમી લીધાં. ને જરા આશાએશ લઇ પૈસા આપી આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં દરવાજામાં પેસતાંપહેલાં જમણી બાજુએ એક મકાન જોઇ પ્રેક્ષકલાલે પૂછ્યું. ભાઇ, આશું છે ?



## પારેખ ધર્મશાળા.

પૂરકલાલ—એ ધર્મશાળા છે. એમાં આગગાડીએ મુસાફરી કરનાર; તથા બીજા કેટલાક મુસાફરો વાસો કરે છે. એ મુંબઇના **શેઠ ફરદુનજી સોરાબજી પારેખે** બંધાવેલી છે, તેથી એ **પારેખ ધર્મશાળાને** નામે ઓળખાય છે. આ શહેરમાં સને ૧૮૯૭માં પુષ્કળ પ્લેગ (ગાંઠીઓતાવ) ચાલ્યો હતો, ને રોજના ૧૦૦—૧૨૫ માણુસ મરતાં હતાં. એ રોગ

ચેપી હોવાથી બીજાઓને હેરાન ન કરે, તેટલા સારૂ રોગીને આ જગ્યાએ લાવી રાખ્યા હતા; અને ડાકટરો રાખી તેની સારવાર કરવામાં આવી હતી. વળી દરદી ઘણા થઇ જવાથી આ ખુલ્લા મેદાનમાં પણ માંડવાઓ નાંખ્યા હતા. બાદ ૧૯૦૪માં ફરીથી મરકીએ એવું જ જોર પકડયું હતું, ત્યારે પણ આ જગ્યાનો લાભ લોકોએ લીધો હતો. એ વખતે ઘણા લોકો શહેર બહાર વાડીઓને બંગલામાં જઇ રહ્યા હતા, છતાં પુષ્કળ મરણ થયાં હતાં.

---

## ખાડી અને શહેર પનાહ કોટ.

પ્રેક્ષકલાલ—આ ખાડી કેવી ! એ તો આખા શહેરની ફરતે હોય એવું જણાય છે ! ખાડીની જોડે શું આ કોટ છે ?

પૂરકલાલ—હા ભાઇ, એ ખાડી અને કોટ છે. તે બંને આખા શહેરની આસપાસ છે. આ કોટને આપણે હાલ જે ખંડિત થએલો જોઇએ છીએ, તેવો આગળ નહોતો, પણ આખો હતો; અને માંહે પેસવાને મોટા મોટા દરવાજાઓ હતા. જેમાંના હજી કેટલાક કાયમ છે. એ દરવાજા રાત્રે બંધ રહેતા હતા, તે સવારે ઊઘાડવામાં આવતા. દરવાજામાં નાની બારીઓ હતી, તે રાતના મોડે સુધી ખુલ્લી રાખતા; પણ અમુક વખત પછી તે બંધ કરવામાં આવતી. એ દરવાજા પર ખાસ માણસો રાખતા, ને તે **દરવાન** કહેવાતા. શહેરને કોટથી શું ફાયદા થાય છે, તે તમે જાણો છો ?

પ્રેક્ષકલાલ—હા. કોઇ દુશ્મન શહેરપર ચઢી આવે, કે લૂંટવાનો ઇરાદો કરે, તો કોટને લીધે ફાવી શકે નહિ; અને જો આ ખાડી પાણીથી ભરેલી હોય તો કોટની પણ નજીક ન જવાય. એમ મારૂં ધારવું છે.

પૂરકલાલ—બરાબર છે. હવે તમે સમજ્યાકે શહેરનું રક્ષણ કર-

વામાં કોટને ખાડી બંને જરૂરના છે. દરવાજામાં પેસતાં જે પૂલ આ ખાડો પર હોય છે, તે ઊંચકી લેવાય એવો હોય છે. તેથી શત્રુ એ દરવાજા નજીક પણ આવી શકતા નથી. પણ હાલમાં આપણી દયાળુ **અંગ્રેજ સરકારે સર્વ સ્થળે શાંતિના વાવટા ઉરાડી દીધા છે,** તેથી કોટને દરવાજા નકામા થઇ પડયા છે. અગાઉ એ કોટે આ શહેરનું કેટલીવાર આફતોમાંથી રક્ષણ કીધું છે, તે તમે આગળ જાણશો.

પ્રેક્ષકલાલ—આ કોટ પત્થરોને છોથી એવો તો મજબૂત ચણાવ્યો છે કે ઘણી જગાએ હજી કાંકરો પણ ખર્યો નથી. જો સરકાર મરામત કરાવેતો હજી ઘણાં વર્ષોનાવર્ષ જવાબ આપે એવો લાગે છે. વારૂ એ કોણે ને કયારે બંધાવ્યો હશે ? તે સંબંધી તમને કાંઇ માલમ છે ?

પૂરકલાલ—તમારૂં કહેવું બરાબર છે. સુરતને બે કોટ છે, તેમાંનો આ બહારનો છે. એને "**આલમ પનાહ**" નામ આપ્યું છે. ( આલમ=દુનિયા+પનાહ=કચરો ) તમામ ભાગનો કચરો અહીં દરતો માટે એવું નામ પાડયું હતું. આકોટ (ગોપીનાથકે બંધાવેલું) ગોપીતળાવના પત્થરો ખોદી તે વડે સને ૧૭૦૮માં **હૈદરકુલીખાન નવાબ**ના વખતમાં દીલ્લીના **ફરૂખશીયર બાદશાહે** બંધાવ્યો હતો. એનો પરીઘ (ઘેરાવો) ૭ મૈલ છે. એનો પાયો ઘણો પહોળો તથા ઊંડો લીધો છે. કોટની માંહેની બાજુએ માણસો ઉભા રહી બહારના દુશ્મનો નદેખે એવી રીતે લડી શકે એટલી પહોળી જગ્યા છે. (એજગાને **રેંગ** કહે છે.) બહારથી કોટની ટોચે બાકાં દેખાય છે, એ ગોળી મારવાનાં છિદ્રોછે. આ કોટ બાંધવામાં પાણીને બદલે તાડી વપરાઇ હતી એમ કહેવાય છે. આ કોટના બંને છેડા તાપીનદીને મળે છે. આ નદી આશહેરની પશ્ચિમે આવી છે. તેનો વાંક શહેર તરફ વળેલો હોવાથી શહેરનો દેખાવ પોણા ચંદ્રાકાર જેવો લાગે છે. આ કોટની આજુબાજુ ફરી તમામ દરવાજા જોતાં વખત બહુ જશે, માટે તે રસ્તામાં આવશે તેમ જોઇશું. હાલમાં તેનાં નામ તથા તે પડવાનાં કારણ તમો જાણી લોતો સારૂં; એમ કહી પૂરકલાલે જોડેના **નકશામાંથી** બહારનો કોટ તથા તેના બાર દરવાજા બતાવ્યા. તથા તે દરવાજાનાં નામો શા આધારે પડયાં તે પણ જણાવ્યું.

| દિશા | બારે દરવાજાના નામ. | એ નામ શા માટે પડયું. |
|---|---|---|
| ઉત્તરે | ૧ ફાટકનો દરવાજો | તાપીનદીની રેલના પાણી આ તરફનો કોટ ફાટી શહેરમાં આવતાં તેથી. |
| | ૨ વરીઆવી „ | આ દરવાજે થઇ વરીઆવ જવાની સીધી સડક છે તેથી. |
| | ૩ કતારગામનો „ | „ કતારગામ „ |
| પૂર્વે | ૪ લાલ „ | એ દરવાજે લાલદાસ સાધુનો મઠ હજી છે, અહીંથી વરાછે જવાની સીધી સડક છે. |
| | ૫ દિલ્હી „ | દિલ્હીના બાદશાહના હુકમો આ દરવાજેથી શહેરમાં આવતા, ને તે હુકમો નવાબના તરફથી માન પૂર્વક લેવા જવું પડતું. અમદાવાદ, હૈદ્રાબાદ અને ઔરંગાબાદમાં પણ આ નામના દરવાજા છે. તેનું કારણ એજ છે. |
| | ૬ સરાહનો „ | આ દરવાજે મોટી ધર્મશાળા હતી. (સરાહ=ધર્મશાળા.) |
| | ૭ સલાબત (સલાટ) પરાનો | નવાબ સલાબતખાનના નામ પરથી. |
| દક્ષિણે | ૮ માનનો „ | નવાબી વખતમાં આ દરવાજા આગળની ખુલ્લી જમીનમાં માન આપવાની ક્રિયા થતી. |
| | ૯ નૌસારી „ | આ દરવાજે થઇ નવસારી જવાય છે. |
| | ૧૦ જાફરઅલી „ | આ દરવાજે રોકડીઆ હનુમાનનું દેરૂં છે, તેથી રોકડીઆ હનુમાનનો દરવાજો પણ કહેવાય છે. નવાબ જાફરઅલીખાનના નામપરથી જાફરઅલીનો દરવાજો કહેવાય છે. |

| | | |
|---|---|---|
| પશ્ચિમે | ૧૧ મજૂરાનો ,, | આ દરવાજો મજૂરાની જમીનમાં છે તેથી. હાલ આ ગામ ઉજ્જડ છે. |
| | ૧૨ અઠવાનો ,, | આ દરવાજો અઠવાગામની જમીનમાં છે. તથા એ દરવાજે થઇ અઠવે જવાય છે તેથી. |

## દરવાજા અને બારીની જરૂર.

ઉપર મુજબ શહેરમાં દાખલ થવાના દરેક દિશાએ દરવાજા મૂકેલા છે. આપણે ઉભા છીએ તે દરવાજાનું નામ દિલ્હી દરવાજો છે.

પ્રેક્ષકલાલ—ભાઇ પૂરકલાલ, એ વાતતો મેં જાણી, પણ કેટલાક દરવાજાને બારી હોય છે; ને તે પણ મોટી આપણા ઘરના બારણાં જેવડી હોય છે, એ શા માટે જોઇએ. ?

પૂરકલાલ—એનું કારણ એવું છે કે સાંઝના નવ વાગે દરવાજા બંધ કરવાનો રિવાજ હતો, ને ત્યાર પછી કોઇ માણસને જરૂરના કામે બહાર જવું હોય, અગર બહારથી અંદર આવવું હોય, તો આખો દરવાજો ઊઘાડવો ન પડે, તેટલા માટે બારી રાખેલી હતી. એવા સત્રે જનાર આવનાર માણસોપર ચોકીદારો દેખરેખ રાખતા હતા.

પ્રેક્ષક—વારૂ ત્યારે એ બારીની ઉપરની બાજુએથી બંને દરવાજા ઉપર મોટા, જાડાને અણીદાર ખીલાઓ મારેલા હોય છે, એ શા માટે જોઇએ ?

પૂરકલાલ—અગાઉના વખતમાં બીજા રાજાઓ કે લૂંટારાઓના ભયથી આ કોટ બંધાવ્યા હતા, કોઇ રાજા શહેર લૂંટવા આવે, ને તેની ખબર પડે, એટલે તમામ દરવાજાઓ બંધ કરી દેતા. તેથી તે રાજા કે લૂટારા ને દરવાજા ભાગીને માંહે પેસવાની જરૂર પડતી. પણ આ દરવાજા કંઇ સહેલથી ભાગે એવા હોતા નથી, તેથી તેઓ હાથી પાસે માથું મરાવી દરવાજા તોડી પડાવતા. પણ પાછળથી

આ ખીલા જડી લીધા ત્યારે દરવાજા આગળ ઊંટ ઊભું રાખી પછી માથું મરાવી તોડવા લાગ્યા.

પ્રેક્ષકલાલ—આમ કરવામાં બુદ્ધિતો વાપરી છે પણ કામ બહુ નિર્દય છે. બિચારૂં ઊંટ કેવી ખરાબ રીતે ને વગર મોતે મરી જતું હશે! મારાથી તો આ ન જોવાય!

પૂરક—વાત ખરી છે. રાજાઓ હંમેશાં પોતાના લશ્કરમાં આ કામ માટે ઊંટ રાખતા હતા. હાલપણ તે ઉપરથીજ કોઇ માણુસ બહુ ઉપયોગી ન હોય તેને "દરવાજાનું ઊંટ" કહે છે.

પૂરકલાલ આ વાત કરતા હતા, તેવામાં પ્રેક્ષકલાલ વચ્ચે બોલી ઉઠ્યા. ભાઇ પૂરકલાલ, હવે આગળ ચાલો. મને આ વાત પસંદ પડતી નથી. આ દરવાજાની માંહે જમણી બાજુએ આ ઑફીસ જેવું શું જણાય છે?

## ટોલ ઑફીસ. (જકાત લેવાનું ઠેકાણું).

પૂરકલાલ—એ શહેર સુધરાઇ ખાતાં તરફથી કર ઉઘરાવનાર કારકુનની બેઠક છે; અને ઘી, ખાંડ, કાપડ, અનાજ વગેરે શહેરમાં આવતા માલ ઉપર નક્કી ર્ક્યા મુજબ જકાત લે છે. આ જગ્યાને નાકું કહે છે. એ જે પૈસા લે છે, તેને **જકાત** કે **ટોલ** કહે છે. આપણા ઘરડાઓ શિખામણની વાતમાં આપણને ભણાવતા હતા, કે "દાણ ચોરી કરવી નહિં," તે દાણ ભરવાની જગ્યા આ છે. એ ચોરી કરનારને ઘણી ભારે સજા ઠરાવેલી છે. જેથી ગમે તે માણુસ એવી ભુલ કરતા નથી. વળી એક નાકું જાળવવાને ૨ કારકુનો રાખેલા હોય છે. જેમાંનો એક રાત્રે, અને બીજો દિવસે એમ આઠ આઠ દિવસ વારા ફરતી નોકરી બજાવે છે. એમને મદદ કરવા અકેકો પટાવાળો અથવા સિપાઇ આપેલો છે. આ નાકાની સામે **પોલીસ ચોકી** છે. એઓ જરૂર પડેથી નાકેદારોને પોતાના કામમા મદદ આપે છે. નાકેદારોના અને તેના સિપાઇઓના પગાર શહેર સુધરાઇ ખાતાંમાંથી, તથા આ પોલીસનો પગાર સરકાર તરફથી ચુકવાય છે.

પ્રેક્ષક—આ બે રસ્તા અહીંઆ પ ફાનસ આગળ ભેગા મળે છે, તે શહેરના કયા ભાગમાં જતા હશે ?

પૂરક—આ જમણી બાજુનો રસ્તો ગલેમંડી થઇ હરીપરામાં જાય છે. ડાબી બાજુનો આ ડાંગીશેરી પાસેથી મોટી ઘડીઆળ આગળ થઇને છેક કિલ્લા સુધી જાય છે. આ રસ્તો લગભગ શહેરના મધ્ય ભાગે આવેલો છે. વારૂ આપણે કયે રસ્તે જઇએ ?

પ્રેક્ષક—ચાલો આપણે તો ડાબા હાથે પેલી લાકડાંની વખાર આગળ થઇને જઇશું. એ વખાર કોની હશે ? અને એવિષે કંઇ જાણુવા જેવું છે કે ?

પૂરક—શહેરમાં આવી મોટી વખારો બીજી નથી. નાની તો બે ત્રણ જગ્યાપર છે. આ વખારમાં ત્રણ ચાર વેપારીઓ મોટા છે. એમાં સને **૧૮૯૭** માં મોટી આગ લાગી હતી, અને તમામ ઇમારતી લાકડું બળી ગયું હતું. ભાઇ પ્રેક્ષકલાલ, શું વાત કરૂં સુરતને ગરીબ બનાવનાર **આગ** અને **રેલજ** છે.



## પ્રિન્સેસ થિયેટર. (નાટકશાળા.)

પ્રેક્ષકલાલ—આ ડાબી બાજુએ શાનું પાટીઉં ટાંગ્યું છે ? ઉપર **સુંદર વિલાસ નાટક કંપની** એવું લખ્યું છે. પાસે ચાહ કાફીનું હોટલ (દુકાન) પણ છે. એ કંપની ક્યાંની છે ? એવિષે કંઇ જાણવા જેવી હકીકત હોય તો કહો.

પૂરક—હા. એ નાટક કંપની છે. એ કંપની આ શહેરમાંજ ઉત્પન્ન થએલી છે. એના મેનેજર જ્ઞાતે પાટીદાર છે, અને ગાયન કળાના શોખીન છે. તે **રણછોડદાસ ભાઇચંદ આમલીવાળાને** નામે આ શહેરમાં પ્રખ્યાત છે. એમણે ઘણો લાંબો વખત મહેનત કરી આ કંપની સ્થાઇ કરી છે. પ્રથમ એને સ્થાઇ કરવામાં શેઠ **ઠાકોરભાઇ**

**ચકાશા**ની ઘણી મદદ હતી. હાલ એમાં ૭૫ માણુસો છે, અને ખેલો ઘણા બોધદાયક કરે છે. મેનેજર પોતે કાવ્યશક્તિ પણ ધરાવે છે. વિઘ્ન (હરકત) ને જીતવાની એની શકિત અદભુત્ જણાઇ છે. આ **પ્રિન્સેસ થિયેટર** મેનેજરને આ વર્ષમાંજ એક વ્હોરા ગૃહસ્થે તૈયાર કરાવી ભાડે આપ્યું છે. ઘણો ખરો વખત કંપની શહેરના ભલાંને ખાતર અહીંજ રહે છે. બહારગામ જાય છે, ત્યાં પણ બીજી કંપની જોડે સ્પર્ધામાં એમના ખેલો ટકી શકે છે; એટલુંજ નહિ, પણ કેટલાક ખેલો ચઢીઆતા નીવડે છે. થોડા સમયપર આપણા **શાહેનશાહના પાટવી કુંવર** તથા તેમના **બાનુ** હિંદની મુસાફરીએ આવ્યાં હતાં, તેમની યાદગીરી રહેવા સારૂ માલીકે આપણા ભવિષ્યની **શાહેનશાહબાનુનું** નામ જોડયું છે. આવાં થિયેટર શહેરમાં બીજાં ત્રણ છે. ૧ લું ભાગાતળાવમાં **વિકટોરીઆ થિયેટર** ૨ જું મુંબઇ બેંકની જોડે **મોરબી થિયેટર** અને ૩ જું ચોકમાં **નવાબી થિયેટર** છે. ચારે થિયેટરમાં ભાગ્યેજ કોઇવાર એકાદ ખાલી હોય છે. ખેલમાં મળતા બોધ તરફ જોનારનું લક્ષ હોય તો નાટકથી નુકસાન થતું નથી. પણ આજકાલ તેનો ગેરઉપયોગ થતો જોવામાં આવે છે, એ દીલગીરી ભરેલું છે. કેટલાક જુવાનીઆ નાટક જોઇ આવી તેનાં ગાયનો શોખને ખાતર મોઢે કરી ભજવવાને પણ ચૂકતા નથી. તથા તે જોવાનું વ્યસન પાડી દે છે, અને પૈસા મેળવવા માટે ખોટાં કાર્યો કરે છે. (શિક્ષકે આ બાબતની વધુ વિસ્તારથી છાપ પાડવી.)



## બરફનું કારખાનું (આઇસ ફેકટરી).

પ્રેક્ષકલાલ—વારૂ આ થિયેટરની દક્ષિણે અને મોટે રસ્તે ચાલતાં આપણી ડાબી બાજુએ આ શાનું કારખાનું જણાય છે ?

પૂરક—એ બરફનું કારખાનું છે. એમાં બરફ બને છે, અને આખા શહેરમાં એમાંનુંજ બરફ વેચાય છે. એ કારખાનું થયું, ત્યારથી એક પૈસે રતલ જેટલું સોઘું બરફ મળ્યું છે. પહેલાં આનો, દોઢ આનો કે વખતે બે આના બેસતા. પણ આ કારખાનું નીકળવાથી આટલું સુખ થયું છે. એ કારખાનાને **"આઇસ ફેકટરી"** કહે છે.

પ્રેક્ષક—બરફ કેમ બનાવતા હશે ? તથા એમાં અને કુદરતી બરફમાં શો ફેર હશે ?

પૂરક—ભાઇ પ્રેક્ષકલાલ, આ કારખાનું વરાળયંત્રની મદદે ચાલે છે, અને ઘણું જોખમકારી હોય છે. તેથી ઘણીવાર માંહે કોઇને જવા દેતા નથી· તોપણ વિદ્વાનો કહે છે તે ઉપરથી જાણવવામાં આવ્યું છે, કે આપણે જે પાણી વાપરીએ છીએ, તે હાથ બોળીને તપાસતાં ગરમ લાગતું નથી; છતાં એમાં છાની ગરમી ( ગુપ્ત ઉષ્ણતા ) રહેલી હોય છે. તેથીજ તે હંમેશાં પ્રવાહીની સ્થિતીમાં રહે છે. એ ગુપ્ત ઉષ્ણતાને યંત્રની મદદવડે કાઢી નાંખતાં પાણી ઘનરૂપ ( બરફનું રૂપ ) ધારણ કરે છે. એમ કરવામાં સાધારણ પાણીમાં **ઇથિર** નામે ઘણો ઠંડો અને પાતળો વાયુરૂપ પદાર્થ મેળવવો પડે છે. *

પ્રેક્ષકલાલ—ભાઇ પૂરકલાલ, હવે હું સમજ્યો કે પહાડો ઉપર જે કુદરતી બરફ બને છે, તે અને આપણા બજારમાં મળે છે તે બરફ એકજ કારણે બને છે. ફેર માત્ર એટલો જણાય છે કે પ-

---

* ઇથર યંત્રની મદદ વિના મેળવાતો નથી. આપણા ઉપર વાયુનો થર ૧૦૦ મૈલ ઉંચાઈ સુધી છે, અને તેની પેલી મેર એ ઇથર નામની હવા રહે છે. એ સુરજની ગરમી અને પ્રકાશ વાતાવરણને લાવી આપવાનું ઉપયોગી કામ બજાવે છે; અને વાતાવરણ આપણને પહોંચાડે છે. જો એ ઈથર વાયુ નહોત તો આપણે અને બીજાં કોઇ પ્રાણી કે વનસ્પતિ જીવી શકત નહિ. માટે એ ઘણો ઉપયોગી છે. બલૂન માર્ગે આકાશમાં મુસાફરી કરનારા એ પાતળી હવામાં જઇ શકતા નથી. કારણ કે તે શ્વાસ લેવાને પુરતી થતી નથી. તેમજ ઘણી ઠંડી છે . ઊંચા પર્વતોને મથાળે બરફ રહેવાનું કારણ આ ઈથરજ છે. (આ બધું જ્ઞાન બાળક માટે નથી, પણ શિક્ષકો માટે છે.)

હાડો પરનું બરફ પોતાની મેળે બની જાય છે, અને બજારમાં મળતું બરફ સંચાથી બનાવવું પડે છે.



## પીડ. (માલ વેચવાની જગા).

પૂરક— હા, ખરી વાત. હવે જુઓ આ બધાં ગાડાં ઉભેલાં છે. એ તમામ ભરેલાં છે. હમણા તો ૮–૯ વાગ્યા છે, તેથી આપણે જોયાં, પણ એ બાર વાગ્યા પહેલાં જતાં રહેશે. આ જગ્યાને **પીઠ** કહે છે. જુઓ આ ઢોરને ખાવા માટે કચરાંનાં ગાડાં છે. એમાં કેટલાંક કડબનાં, અને કેટલાંક ધાસનાં છે. આ ભાગને **ધાસ (કચરા) ની પીઠ કહે** છે. એની પશ્ચિમે **દાણાની પીઠ છે.** એમાં સઘળાં અનાજનાં ગાડાં ઉભેલાં છે. કોઇમાં ઘઉં, કોઇમાં જાર, કોઇમાં બાજરી, મગ, અડદ, ગુવાર વગેરે છે. જુઓ આ તમામ ગાડાંમાંનો માલ વેચવાને દલાલ ફરતા ફરે છે, અને ઘરાક જોડે સોદા નક્કી કરી ગાડાં હંકાવી આપે છે. એઓ દર ગાડીએ ૦। રૂપીઆથી ૧ રૂ. સુધી દલાલી લે છે. તથા તે ઉપરાંત એક ત્રાજવું અનાજનું લેછે. બજારમાં કણીઆની દુકાને જે અનાજ વેચાય છે, તે તેઓ આ પીઠમાંથી જથાબંધ લઇ જઇને વેચે છે. જેમને જથાબંધ અનાજ ઘર માટે કે વેપાર સારૂ લેવું હોય, તે કણીઆને ત્યાંથી લેતા નથી. પણ આ દાણા પીઠમાંથી લે છે.



## સરકારી તાર ઑફીસ.

પ્રેક્ષકલાલ— ચાલો, હવે મોટે રસ્તેથી આગળ ચાલીએ. આ જમણા હાથે શાનું મકાન દેખાય છે? કેટલા બધા તાર એ ઘરમાં ઉતારેલા છે! તાર તો આપણે આગગાડી પર જોયા હતા તેવાજ છે, અને બધા મળી ૨૦ છે. પણ એ તારો અહીં શા માટે લાવ્યા હશે?

પૂરકલાલ—આ **સરકારી તાર ઑફીસ** છે. સ્ટેશન પર જે તાર

ઑફીસ જોઇ તે રેલવે કંપનીની છે; અને આ સરકારની છે. શહેરના લોકોને સગવડ પડવા સારૂ અહીં રાખી છે. એમાં લોકોના સંદેશા મોકલવાનું તથા આવ્યા હોય તે પહોંચાડવાનું કામ ચાલે છે. રેલવે કંપની પોતાના કામમાંથી નવરા થઇને લોકોનું કામ કરે છે; તેમ આ સરકારી કામ હોય, તે કરીને રૈયતનું કામ બજાવે છે. એથી લોકોને ઘણું સુખ થઇ ગયું છે. જો વધારે પૈસા ખરચી તાર કરાવીએતો જલદી જાય છે. આજકાલ તારનો ઉપયોગ ટપાલના જેટલો સાધારણ થઈ પડયો છે, અને મનીઑર્ડરો (હુંડી) પણ તારથીજ કરાવે છે.

પ્રેક્ષકલાલ—એ તો બધું મારી જાણમાં છે. પણ એ તારથી સંદેશા કેમ જતા હશે? શું તાર પોલો હશે ? કે એમાં ચિઠ્ઠીઓ લખીને ભરાવી દેતા હશે ?

પૂરકલાલ આ સાંભળી ખૂબ હસ્યો. નાભાઇ, એમ નથી. ઘણા અજ્ઞાન લોકો એમ ધારે છે ખરૂં, પણ તેમ નથી. એવી રીતે કંઇ સંદેશા જાય નહિ. એમાં એવી ગોઠવણ રાખી છે કે ચીનાઇ માટીની બધેથી સરખી પહોળાઇની બરણીઓ હોય છે. તેમાં ગંધકનો તેજાબ પાણી જોડે ભેળી રેડે છે, એ બરણીમાં એક બાજુ તાંબાનું ને બીજી બાજુ જસતનું એમ બબ્બે પતરાં ગોઠવી તે પતરાં જોડે આ **તાર** જોડેલા હોય છે. આ ક્રિયાથી વીજળી પેદા થાય છે. આવી રીતે તૈયાર કરેલી બરણીઓને **બૅટરી** કહે છે (આ બૅટરી બની શકેતો માંહે લઇ જઇ બતાવવી. અગર સવડ હોયતો નિશાળમાં આ પ્રયોગ કરી બતાવવો.) આ તાર આગળ જે કાંઇ ટકોરા થાય, તે વીજળીની મદદથી તેજ તારના બીજા છેડા સુધી જાય છે. દરેક અક્ષર માટે ટકોરા મુકરર કરેલા હોય છે તેથી ટકોરાના અવાજ ઉપરથી અક્ષરો ગોઠવી સંદેશા વંચાય છે, કે મોકલી શકાય છે. ટકોરા જોરથી કે ધીમા અવાજથી થાય તેના ઉપર પણ ઘણા અક્ષર સમજવાનો આધાર છે. આ કામ અંગ્રેજી અક્ષરોમાં થાય છે. કારણ કે અંગ્રેજી રાજ થવાથી આખા દેશમાં એ ભાષા સાધારણ થઇ ગઇ છે. તાર ખાતામાં અવાજ

સાંભળીને સઘળું કામ કરવાનું હોવાથી બહેરા માણસો કામમાં આવતા નથી. એ કામ શીખવવાની શાળા રેલવે ખાતાને લગતી ચાલે છે. આ ઑફીસના ઉપરીને **તારમાસ્તર** કહે છે.

પ્રેક્ષકલાલ—આ સરકારી તાર ઑફીસથી સરકારને બીજો કાંઇ લાભ છે ખરો ?

પૂરકલાલ—હા. જુઓ આ પશ્ચિમ દિશાએ જે વીસ તારો ટાંગેલા જણાય છે; તેમાંનો એક અહવા આગળ લસ્કરની છાવણી (મુકામ) છે, ત્યાં ઉતારેલો છે. તે વડે શહેરમાં કંઇ હુલ્લડ તોફાન વગેરે થાય, તેની તરત તેને ખબર અપાય છે, જેથી લસ્કરી સિપાઇઓ આવીને શાંત પાડે છે. આ તાર ઑફીસની જોડે કેટલાક સિપાઇઓ રહે છે. તેને એટલાજ માટે અહીં રાખવામાં આવ્યા છે.



## લોટ દળવાની ઘંટી.

પ્રેક્ષકલાલ—આ ભકભક અવાજ શું થાય છે! અને પેલો ધુમાડો નીકળતો હોય એવું શું જણાય છે ?

પૂરકલાલ—ચાલો આપણે ત્યાં જઇને જોઇએ. જુઓ એ લોટ દળવાની ઘંટી છે. આપણા ઘરમાં જેવી ઘંટી હોય છે; તેવીજ ઘંટી એમાં છે. પણ આ ઘણી મોટી છે. આપણે હાથે વતી ફેરવીએ છીએ, અને આ સંચાની મદદથી ફરે છે. આપણે મુઠ્ઠી ભરી દાણા ઓરીએ છીએ; ત્યારે આમાં ટોપલે ટોપલે ઓરવામાં આવે છે. કારણ કે એમાં ઘણી ઝડપથી દળાય છે. આપણા ઘરની ઘંટીને ભારી હલકી કરવી પડે છે, તેમ એને પણ કરવી પડે છે. ફેર એટલોજ કે એમાં જથાબંધ લોટ દળી શકાય છે. આ સંચો વરાળના જોરથી ચાલે છે. એને અંગ્રેજીમાં **બૉયલર** કહે છે. જેવું આગગાડીનું બૉયલર છે; તેવુંજ આ છે. ફેર માત્ર આ જમીનમાં કુબતું રાખેલું હોવાથી એનું બળ ઘંટી ફેરવવામાં વપરાય છે. બૉયલરમાં ગતિ કેમ ઉત્પન્ન થાય છે તે તમે આગળ શીખશો. આવી ઘંટીઓ શહેરમાં ૪–૫ છે. જ્યારે એ

નહોતી, ત્યારે તમામ લોકો હાથે વતી દળીને ખાતા હતા; અને તેથી દળનારીઓનો રોજગાર વધુ ચાલતો. લોટ સંચે દળાય છે તેથી અનાજનું સત્વબળી જાય છે. માટે હાથનો દળેલો વાપરવો સારો છે, એમ ઘણા જણાનું કહેવું છે.



## સોડાવૉટરનું કારખાનું.

પ્રેક્ષકલાલ—આ જોડે બીજો શું અવાજ થાય છે? આતો વળી આંખે જાળી બાંધી સીસીઓમાં પાણી ભરે છે! એ પાણીને સીસીમાં શા માટે ભરતા હશે?

પૂરકલાલ—એ પણ એક કારખાનું છે. જુઓ આ સીસીનો ઢગલો પડયો છે. આ સીસી બીજી સાધારણ સીસીઓથી જુદા ઘાટની છે. એમાં એક કાચની ગોળી છે. એ ગોળી સીસીના ડોકા આગળની ખોભણમાં અટકી રહે છે. જ્યારે એમાં પાણી ભરવામાં આવે છે, ત્યારે એ મોં આગળ આવી જાય છે. મોં આગળ રબરની એક ટોટી છે, તેમાં એ બંધ બેસતી આવી રહે છે. એમ શાથી થાય છે, તે તમને હવે કહું છું. આ સીસીમાં આપણે પીઇએ છીએ તેવું સાધારણ પાણી ભરતા નથી. પણ સોડા અને એસીડ ભેળેલું પાણી ભરે છે. તમે સોડાના પાણીમાં એસીડ નાંખશો તો માંહે ઉભરો આવી પાણી વાસણમાંથી બહાર નીકળી જવાનું જોર કરશે; તે પ્રમાણે સીસીમાં પણ થવાથી દાટાને મોં તરફ ઉંચકી રાખે છે. જ્યારે એને ખોલવી હોય, ત્યારે ઘણા જોરથી એ ગોળીને પાછી હડસેલવી પડે છે, ત્યારેજ ઉઘડે છે. આ સીસીઓમાં સોડા, લીંબુ, રાસબરી, જીંઝર એમ ઘણી જાતનાં પાણી ભરવામાં આવે છે. બજારમાં બે પૈસા આપી ઘણા લોકો તે પીએ છે. આજ કાલ આ સીસીઓનો એટલો ખપ વધ્યો છે કે એ લોકો જથાબંધ લેનારને પૈસે પૈસે વેચી શકે છે. ખાલી સીસી લેવા જઇએ, તો ૨ાા થી ૩ આના પડે છે. ઊંચી જાતના સોડાવૉટરની ભરેલી સીસીનો ૧ આનો પડે છે. તેને **હમુકનો સોઢા** કહે છે. **પૈસાદાર લોકો એ સીસી**

વાપરે છે. પહેલાં ખાધેલું પાચન કરવા, કે સ્વચ્છ પાણી તરીકે ડાક્ટરોની સલાહથી ઘણા ઓછા માણસો એને વાપરતા; પણ હાલમાં તો શોખને ખાતર પણ એનો ઉપયોગ થતો જોવામાં આવે છે. આમ સાધારણ થઇ જવાથી એ પાણી દવા તરીકે ગુણ કરતા થતું નથી. વાણીઆ, બ્રાહ્મણ જેવી ઉંચ કોમ સોડાવૉટર ઘેર બનાવીને પીએ છે. કારણ કે તેઓ દુકાને ઉભા રહી ઉંચું ડાચું કરવામાં અવિવેક તથા એમાંનું પાણી અપવિત્ર ગણે છે. સોડા વૉટર એ અંગ્રેજી શબ્દ છે. એમાં **સોડા** એ શુદ્ધ કરેલો સંચોરોજ છે. ઘણા પૈસાદાર કુટુંબ સંચોરાને બદલે ઘરમાં સોડા વાપરે છે. **વૉટર** એટલે પાણી. સાદો અર્થ સોડાવાળું પાણી એવો થાય છે. આવાં કારખાનાં શહેરમાં ૩–૪ છે, અને કેટલાંકમાં કતારગામવાળી પ્રખ્યાત **મિનાશની વાડીનું** પાણી વપરાય છે.



## કલૉકટાવર.

પ્રેક્ષકલાલ—આ ઉંચો મિનારો દેખાય છે, અને એની ચારે બાજુએ ઘડીઆળ છે. એ વિષે શું જાણવા જેવું છે ?

પૂરકલાલ—હા. એ મિનારોજ છે. બીજા મિનારાઓની માફક એમાં પણ ટોચે જવાનાં ગોળાકારે પગથીઆં છે, તથા ઉપર ઘડીઆળ મુકયું છે; તેથી ઘણા લોકો એને **કલૉકટાવર** કહે છે. આ મિનારો સને ૧૮૭૧માં એટલે આજથી ૩૫ વરસ ઉપર અત્રેના **ખા. બા. બરજોરજી મહેરવાનજી ફ્રેજરે** બંધાવ્યો હતો. એ બંધાવવાની સુચના માજી કલેકટર હોપ સાહેબે આપી હતી. **સર, ટી, સી, હોપ** આ જીલ્લાના કલેકટર તરીકે બે ત્રણ લોક પ્રીય કામો કરી પોતાનું નામ અમર કરી ગયા છે, તેમાંનું આ એક છે. આ ટાવર ઉપરનું ઘડીયાળ ઘણું મોટું છે, તથા વજનમાં પણ વધારે છે. વચમાંના ઘંટનું વજન બે મણથી ઓછું નથી. પવન બંધ હોય (હવા શાન્ત હોય) ત્યારે એનો અવાજ આખા શહેરમાં સંભળાય છે. રાત્રે એમાં દીવો મૂકવામાં આવે છે, તેથી મુસાફરોને વ-

ખત જોવાનું અનુકુળ થઇ પડે છે. અમદાવાદ, વડોદરા, નૌસારી, ભરૂચ વગેરે સ્થળે પણ આવા મિનારા છે. તેમાં વધારે ઉંચો આ છે. વળી આ ઘડીઆળના જેવો અવાજ બીજા કોઈ ઠેકાણાની ઘડીઆળનો નથી. એ બંધાવવામાં ૧૪૦૦૦ રૂપિઆ ખર્ચ થયો હતો. હાલમાં એની ઉપર શહેર સુધરાઇ ખાતા તરફથી દેખરેખ રખાય છે; તથા મરામત પણ થાય છે. એક નોકર રાત્રે માંહે સુવે છે, અને તે દિવસે બંધ રાખે છે. એની ઉંચાઈ જમીનથી ૮૦ ફુટની છે. જુઓ આ લોઢાનો પાટો બહારથી જડી લીધેલો છે, તે શીખર પર અણીદાર છે; તથા નીચે જમીનમાં ઉતારેલો છે. જેથી કરી મિનારાને વીજળીથી નુકસાન થતું નથી. જો પડેતો આ પાટા મારફતે જમીનમાં ઉતરી જાય છે, તેથી મિનારાને અડચણ આવતી નથી. કીંમતી મકાનોનું વીજળીથી રક્ષણ થવા આવી સગવડ કરી હોય છે. કારણકે વીજળી અણીદાર પદાર્થ તરફ ખેંચાઈ જાય છે, તથા ધાતુ પદાર્થમાંથી સહેલાઇથી વહી શકે છે. આ ટાવરની નજીકમાં જોડાજોડ એક પહેલાંના વખતની વાવ છે, અને તેની ઉપર હાલ દુકાનો બાંધી લીધી છે; તેથી ઢંકાયેલી રહે છે. આવી વાવ શહેરમાં ૬ છે. તે નીચે મુજબ. ૧ સરાહના દરવાજા બહાર, ૨ ગોપીતળાવમાં, ૩ કતારગામ દરવાજા બહાર, ૪ લાલ દરવાજા બહાર, ૫ ઘડીઆળ આગળ, ૬ સૈયદપરાની વાવ શેરીને નાકે. આ ડાબે હાથે જે રસ્તો છે, તે ઝાંપા બજારમાં થઈ નવાબ સાહેબના મહેલે જવાનો છે.



## પારેખ (દવાખાનું) ડિસ્પેન્સરી.

પ્રેક્ષક—આ ટાવરની સામેના મકાનમાં લોકો સીસીઓ લઇને કેમ જાવ આવ કરે છે ? શું એ જગ્યાએ દવાખાનું છે ?

પૂરક—હા ભાઇ, એ દવાખાનું છે, અને એમાં દરદીઓને દવા આપવામાં આવે છે. સ્ટેશન આગળથી કોટમાં પેસતાં જમણે હાથે જે ધર્મશાળા છે, તે તથા આ દવાખાનું એકજ શેઠે બંધાવ્યાં હતાં. હાલમાં એનો વહીવટ સરકાર તરફથી થાય છે. પહેલાં એમાં દરદીઓને

રાખવામાં આવતા હતા. તેથી **હૉસ્પિતાલ** કહેવાતી હતી. હાલ તમામ દરદીઓને નદી કાંઠે મોટી હસ્પિતાલ છે, તેમાં રાખે છે. આમાં માત્ર દવા આપવાનું કામ ચાલે છે, તેથી **ડિસ્પેન્સરી** કહેવાય છે. હસ્પિતાલ અને ડિસ્પેન્સરી બંને અંગ્રેજી શબ્દ છે, અને તેમાં આ મોટો તફાવત છે. આપણે તો **પારેખ દવાખાનું** કહીશું. એમાં બધાંને મફત દવા મળતી નથી, પણ ઉપજ ઉપર સરકારમાં કર ભરતા હોય, તેની પાસેથી દર વરસે અમુક ફી લેવા ઠરાવેલું છે. એના ડૉકટરને **આસિસ્ટંટ સરજન** કહે છે. એમના હાથ નીચે એક કલાર્ક, એક કમ્પાઉન્ડર તથા એક સિપાઇ મળી ત્રણ નોકર રહે છે. આ દવાખાનું સવારના વખતમાં ખુલ્લું રહેછે.



## વાડી.

આ દવાખાનાની જોડે જમણા હાથે **અલ્લાયાની વાડી**નું મેદાન છે. એમાં બહાર ગામનાં ગાડાં રાત્રે આવીને છૂટે છે. તેની પાસે માલીક ૧ પૈસો રખવાળી બદલ લે છે. તથા ગાડાંમાં જે ભરેલું હોય તેમાંથી પણ મળે છે. આ ઉપરાંત છાણ પડ્યું હોય, તેના છાણા થાપી વેચે છે; તેથી વાડીની આવક સારી થાય છે. રાત્રે સઘળાં ગાડાંવાળાઓ પોત પોતાના ગાડાં આગળ ત્રણ ઢેખાળાના ચુલા બનાવી રાંધી ખાય છે. તથા ગાડાંમાં સુતા સુતા રાગડામારે છે. તેથી આનંદ આનંદ થઇ રહે છે. આવી વાડીઓ શહેરમાં ઘણી છે, તેમાં સલાબતપરામાં સૌથી વધારે છે. સૌથી મોટી અને શહેરના મધ્ય ભાગે તો આજ છે. એમાં પાણી વગેરે તમામ પ્રકારની જોગવાઇ કરી છે, તેથી મોસમમાં ગાડાંની ભારે ઠઠ મળે છે. એ વાડીને **એલાહીવાડી** કહેતા. તેમાં બીગાડ (અપ ભ્રંશ) થતાં **અલ્લાયાની વાડી** હાલ કહેવાય છે. આવાડીમાં પેસવાના દરવાજાની સામે મ્યુનિસિપાલિટી (શહેર સુધરાઇ ખાતાં) ની **નંબર ૩ જાની નિશાળ** છે એમાં ૫૦૦ છોકરાઓ ભણે છે.

મોટા પણામાં એનો નંબર શહેરમાં બીજો છે; પણ આનંબર સ્થાપન
થવા ઉપરથી પડેલો તેજ કાયમ રાખ્યો છે. રસ્તે રસ્તે આગળ ચાલતાં
જે ચતુર્વેદી આવે છે, ત્યાં જઇ કહ્યુંકે આ ડાબા હાથના માર્ગે **નવાપરામાં**
થઇ **ગોલવાડમાં** જવાય છે. આ ગોલવાડ **૧૯૦૪**માં બળી જવાથી તદન
નવી બંધાઇ છે. એમાં ભાતની પીક ભરાય છે. જમણા હાથનો રસ્તો
**હરીપરામાં** થઇ **ભવાની માતાના વડ** આગળ થઇ **રામપરાની ટુંકી**
સુધી જાય છે. અહીંથી આગળ ચાલતાં જમણા હાથે એક મસીદ અને મી-
નારો આવ્યો, તે જોઇ પ્રેક્ષકલાલ બોલ્યો.

---

## મસીદ અને મિનારો.

પ્રેક્ષક—વળી આ મિનારો કોનો છે? અને શા માટે બાંધ્યો હશે?
એના ઉપર ઘડીયાળ તો છે નહિ.

પૂરક—એ મુસલમાન લોકોની મસીદનું મકાન છે. એને લગતો આ મિ-
નારો ચાલુવર્ષ (ઈ. સ. ૧૯૦૬)માં નવોજ બંધાવ્યો છે. આવા મિનારા
વાળી મસીદો આ સાથે આખા શેહેરમાં **ચાર** છે. એક **સૈયદ ઝેન-એલ**
**એદ્રુસ સાહેબ** જેઓ મુસલમાનોના **કાજી** છે, તેમના મકાનની જોડે છે.
એ તેમનાજ વડવાઓ એ બંધાવ્યો હતો. આ મિનારો ચારેમાં સૌથી ઊંચો
છે. **બીજો કાજીના મેદાનમાં (મીર માસુમ અલ્લી ખાન સાહેબના મ-**
**હેલ** પાછળ)છે. **ત્રીજો** આ, તથા **ચોથો સોદાગર વાડામાં** છે. મસીદોતો
શેહેરમાં મુસલમાનોની વસ્તી હોય, ત્યાં ઠામ ઠામ હોય છે, પણ મિનારા
વાળી મસીદ ચાર છે. મુસલમાનો દિવસમાં ૫ વાર **નમાજ** પઢે છે.
તેમાંની સવારની તથા સાંજની નમાજ વખતે મસીદમાં જે મુલ્લાં
(ધર્મગુરૂ) રહે છે, તે તમામ મુસલમાનોને ખબર આપવા બાંગ (બૂમ)
પોકારે છે. એ બાંગ બધે સંભળાવાને ખાતર આવા મિનારાઓ
બંધાવવામાં આવ્યા છે ઉપર જઇ મુલ્લાં બાંગ પોકારે છે, તેથી ટાવરના

ઘડીયાળની માફક ઘણી જગ્યાએ સંભળાય છે. સવારમાં આ બાંગ સાંભળતાં ખરા મુસલમાનો ઉંઘતા હોય, તો જાગૃત થઇ જાય છે; અને કામ કરતા હોયતો તુરત કામ છોડી દઇ મસીદમાં ભેગા મળે છે. ત્યાં મુલ્લાં નમાજ પઢાવે છે. તે વખતે સર્વને સાથે મળવાનું થવાથી એક બીજાની હાલત જાણવાનું, તથા મદદ આપવાનું પણ બની આવે છે. (ખરેખર! આ રિવાજ કોને પસંદ નપડે! ધર્મના મંત્રોથી પવિત્ર થયેલાં મગજો, તથા તે જગ્યાનું પવિત્ર વાતાવરણ દેશ દાઝ માટે ભુલાં પડેલાં મનુષ્યોને કેમ ઠેકાણે નલાવે!)

## બરહાનપુરી ભાગોળ.

પ્રેક્ષક— ખરે ખર! આ રિવાજ ઘણો ઉપયોગી છે. પણ ભાઇ, આ સામે બધા લોકોનું ટોળું ક્યાં જતું આવતું જણાય છે? શું કાંઇ મેળો બેળો છે?

પૂરક—હા. એ જગ્યા શહેરની તથા મોટા બજારની મધ્ય ભાગે છે. જેથી દરરોજ અને દરેક વખતે આ જગ્યાએ ઘણાં માણસો ભેગાં થાય છે. વળી એ જગ્યાએ છ રસ્તા ભેગા મળે છે; તથા ગાડી ઘોડા ઉભા રાખવાનું ઠેકાણું પણ અહીંજ છે. અહીંના જેવો **શાક બજાર** બીજે નથી. અહીંથી શાકભાજી પરદેશ મોકલવામાં આવે છે. આ જગાને **બરહાનપુરી** ભાગોળ કહે છે

## શહેર પનાહ કોટ.

પ્રેક્ષકલાલ—શું બરહાનપુરી ભાગોળ! બરહાનપુર શું! ભાગોળ શું! મને કંઇ સમજાતું નથી.

પૂરકલાલ—આ શહેરને બે કોટ હતા. જેમાંનો એક તમે દિલ્હી દરવાજે પેસતાં જોયો તે, અને બીજો આ ખાડીની લગોલગ હતો. હા-

લમાં એ ઘણો ખરો તૂટી ગયો છે. તો પણ નામ નિશાની તો રહી છે; તે રસ્તામાં આવતાં હું તમને બતાવીશ. આ કોટને **શહેર પનાહ** ( શહેરનો કચરો ઠરતો તે ઉપરથી ) કહેતા. એ **આલમ પનાહ** (બહારના કોટ)ની પહેલાં બંધાવ્યો હતો. એ ઈ. સ. ૧૬૬૨માં **નવાબ ગ્યાસુદીન-રૂમીએ** બંધાવ્યો હતો. એ વખતે દિલ્હીની ગાદીએ ઔરંગજેબ બાદ-શાહ અમલ કરતો હતો. બહારના કોટની માફક એમાં થઇને શહેરમાં જવાને ૧૨ રસ્તા હતા; તેને **ભાગોળ** કહેતા. ઈ. સ.. ૧૮૨૪થી આ કોટની વધારે જરૂર ન જણાવાથી તોડીને શહેરનાં રસ્તા પૂરવામાં વાપર થવા માંડયો, જે હજી ચાલુ છે. આપણે જ્યાં ઉભા છીએ, એને બરહા-નપુરી ભાગોળ કહેતા. હજી તેજ નામે ઓળખાય છે. આ જગાએ એક મોટો અને સુશોભિત દરવાજો હતો. સૂર્ય ઉગવાની સાથે પહેલો પ્રકાશ તે ઉપર પડતો. એ દરવાજો ન તોડવા માટે શહેરના આગેવાનોએ **સરકારને વિનંતી** કરી હતી. કહે છે કે એ તોડતાં નજીકની ભીંતમાંથી રૂધીરની ધાર નીકળી હતી, અને ત્યારથી સુરતનો સૂર્ય તદન અસ્ત પામ્યો છે. એ ભાગોળને એ નામ શા માટે આપ્યું; તે આ નીચેના કોઠા પરથી તમે સમજી શકશો.



## શહેર પનાહ કોટની બાર ભાગોળ.

| | નામ | એ નામ શા માટે પડયું. |
|---|---|---|
| **ઉત્તરે** | **૧ વરીઆવી ભાગોળ.** | એ ભાગોળેથી વરીઆવ જવાય છે. |
| **પૂર્વે** | **૨ સૈયદપુરી ,,** | એ ભાગોળે થઇ સૈયદપરામાં જવાય છે. |
| ,, | **૩ બરહાનપુરી ,,** | એ ભાગોળે થઇ બાદશાહી વખતમાં બ-રહાનપુર જતા માટે. (આજે પણ બરહા-નપુરમાં મુસલમાનોની વસ્તી વધારે છે.) |
| **દક્ષિણે** | **૪ નવસારી ,,** | એ ભાગોળે થઇ નૌસારી જતા માટે. |
| ,, | **૫ મજુરા ,,** | આ ભાગોળ મજુરા ગામની હદમાં આવી છે. હાલમાં એ ગામ ઉજડ છે **તથા** |

એની ઘણી ખરી જમીન પરાંમાં આવી ગઇછે.

| | |
|---|---|
| **પશ્ચિમે ૬ મક્કાઈ „** | નવાબી અમલ વખતે મક્કે હજ કરવા જનાર એ ભાગોળેથી શહેર બહાર નીકળી વહાણોમાં બેસતા, (હાલમાં એ ભાગોળની જગ્યાએ રેલનાં પાણી શહેરમાં આવતાં અટકાવવાને પૂલ બાંધ્યો છે.) |
| **„ ૭ બાદશાહી „** | એ ભાગોળે થઇ મોગલ બાદશાહની સ્વારી શહેરમાં દાખલ થતી. |
| **„ ૮ ડક્કાની „** | એ ભાગોળે હજી પણ ડક્કો (વહાણપર માલ ચઢાવવા ઉતારવાને લાકડાનો બાંધેલો પૂલ) છે. |
| **„ ૯ રાજાઓવારાની „** | એ ભાગોળેથી રાજા રજવાડા તાપી સ્નાન માટે જતા. |
| **„ ૧૦ મીર બહેરની „** | મીર બહેરના નામ ઉપરથી. આ ભાગોળે બાંધેલા ઓવારાને ગુજરીનો ઓવારો કે લક્ષ્મીનો ઓવારો કહે છે. |
| **„ ૧૧ મુલ્લાંખડકીની „** | આ ભાગોળ આગળ મુલ્લાજીનું મકાન અને તેની ચાલ હતી. હજી પણ ખડકી જેવું જણાય છે. |
| **„ ૧૨ લક્કડકોટની „** | કોટ અધૂરો રહેવાથી થોડા ભાગમાં લાકડાનો કોટ કરાવેલો, અને તે ઉપરથી એ નામ પડયું હતું. આ ભાગોળે થઈ ફાટક દરવાજે નીકળાય છે ત્યાં એક બુરજ છે. તેને **રફી બુરજ** કહે છે. એને ત્રણ માળ છે. આ **બુરજ** જોવા લાયક છે. |

પ્રેક્ષકલાલ—શહેર પનાહ કોટની પશ્ચિમે વધારે ભાગોળો રાખવાનું કારણ શું હશે?

પૂરકલાલ–નદી કાંઠે બંદર હોવાથી ઘણા લોકોને જવું આવવું થાય તેથી,

તથા નહાવા ધોવા, અને પીવાનું પાણી લેવા જવા માટે આખા શહેરને ફાવે, માટે એમ કર્યું છે. એ ભાગોળે આગળ આપણે ફરતા ફરતા જઇશું ત્યારે એ બાબતમાં વધારે જાણીશું. પણ આટલી વાત યાદ રાખજો કે હવે આપણે આ બરહાનપુરી ભાગોળેથી ખરે ખરા શહેરમાં પેસીએ છીએ. પ્રથમ આ કોટની માંહેના ભાગ જેટલુંજ શહેર કહેવાતું, અને તેથીજ આ કોટનું નામ **શહેર પનાહ** છે. પાછલથી વસ્તી વધી અને સંકડાસ ઘણી પડી ત્યારે લોકોએ આ કોટ બહારના ગામોની જમીન વેચાતી લઇ ઘરો બાંધ્યાં. એથી કરીને કોટ બહાર વસ્તી વધી જવાથી ૪૬ વર્ષ પછી તેનાં રક્ષણ માટે નવાબે બીજો કોટ બાંધ્યો હતો. તેને **આલમ પનાહ** કહે છે. તે આપણે જોઇ આવ્યા છીએ.

પ્રેક્ષક—એમકે. ત્યારે આ શહેર પનાહ (માંહેનો કોટ) અને આલમ પનાહ (બહારનો કોટ) વચ્ચેની જમીન ગામડાની વેચાતી લીધેલી છે; અને એમાં વસ્તી પણ પાછળથી થયેલી છે, એહું સમજ્યો. જાણે શહેર અધુરૂં રહેવાથી પૂરૂં કરવાને આવી વસ્યા હોય એવું લાગે છે.

પૂરક— હાભાઇ, તેટલા માટેજ એ વસ્તીને પરાંની વસ્તી કહે છે. (પુરાં=ગામ છે. એ જગ્યાએ ગામો હતાં માટે પરાં) માંહેના કોટની અંદરનીને **શહેરની** વસ્તી કહે છે. પણ પ્રેક્ષકલાલ, એ પરાં જેમ જેમ વસતાં ગયાં તેમ તેમ તેનાં નામ પડયાં છે, તે ઉપરથી જણાય છે કે એ પરાં કોણે વસાવ્યાં, અને કેવી રીતે જગ્યા મેળવી હતી.

પ્રેક્ષક—ભાઇ એ વાતતો મને અત્યારેજ કહો. પછી આપણે આગળ જોવાનું શરૂ કરીશું. પૂરકલાલ કહે, ઠીક તમારો એમ વિચાર છે તો એમ કરીએ.

પૂરક—જુઓ આ **સુરત શહેરનો નકશો** છે. (એમ કહી શહેરના નકશા ઉપર ફરી લક્ષ ખેંચે છે) એમાં બે કોટ, બાર દરવાજા, બાર ભાગોળ અને પરાં વગેરે બતાવ્યાં છે. એ જોવાથી તમને સારી સમજ પડશે, એમ કહી નીચે મુજબના ક્રમે બતાવતા જઇ હકીકત કહી.

# પરાં વિષે હકીકત.

| દિશા | નં. | નામ. | ક્યાં ક્યાં ગામની જમીનમાં વસ્યું | કોણે વસાવ્યું. | વધુ ભાગે કઇ જાતના લોક રહે છે. | ઘણો ભાગ શું ઉદ્યોગ કરે છે. |
|---|---|---|---|---|---|---|
| નૈરૂત્યે | ૧ | નાનપરૂં | અઠવાની જમીન. | સ. ૧૭૬૨માં વલંદાએ કોઠી ઘાલી નાનું ગામ વસાવેલું તે પરથી નાન- [પરૂં.] | પારસી | નોકરી |
| ” | ૨ | રહેમતપરૂં | મજુરાની. | રહેમતખાનના નામપરથી. | વહોરા | સફર |
| ” | ૩ | રૂદરપરૂં | ” | રૂદરજી નામે અનાવલા દેશાઇના નામપરથી. | મરાઠા | ઘરકામની નોકરી તા. સીપાઇગીરી |
| ” | ૪ | ખંડેરાવપરૂં | ” | ખંડેરાવ નામના મરાઠાના નામ પરથી. | ” મુસલમાન | ” |
| દક્ષિણે | ૫ | સગરામપરૂં | ખટોદરાની. | સવરામ વશીનામે અનાવલા દેશાઇના નામપરથી. | અનાવિલ બ્રા. | જમીનદારી તથા નોકરી |
| ” | ૬ | સામપરૂં | ” | સામજી નામે અનાવલા દેશાઇના નામપરથી. | ” | ” |
| અગ્નિ | ૭ | રૂસ્તમપરૂં | ” | રૂસ્તમજી માણેકજીના નામપરથીએ અંગ્રેજ તથા વલંદાનો દલાલ હતો. | પારસી | નોકરી |
| ઇશાને | ૮ | મંચરપરૂં | નવા ગામની. | મંચેરજી નામના પારસીના નામથી. | મરેઠા | કોયલાનો |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ” | ૯ | **સલાબતપરૂ** | ઉમરવાડાની | નવાબ સલાબતખાનના નામ પરથી. | ઉ-વણકર ખત્રી | કારીગીરી તથા વેપાર |
| **પૂર્વે** | ૧૦ | **ઇંદરપરૂ** | ” | ઇંદિરજી નામના અનાવલા દેશાઇના નામ પરથી. | ખત્રી, વહોરા | ” સફર |
| ” | ૧૧ | **નવુંપરૂ** | ” | આગમાં બળી જવાથી નવું બંધાવેલું માટેનવુંપરૂ કહેવાયું. | ગોલા તથા થોડીઉંચકોમ. | મજુરી, નોકરી. |
| ” | ૧૨ | **બેગમપરૂ** | ” | ઔરંગઝેબની બહેન સુરતમાં રહી હતી તે બેગમના નામપરથી. | ઘાંચી | વેપાર ને મજુરી |
| **ઇશાને** | ૧૩ | **મહીધરપરૂ** | નવાગામની | મહીધર નામે અનાવલા દેશાઇના નામપરથી. | કણબી | કારીગીરીને,ખેતી |
| ” | ૧૪ | **હૈદરપરૂ** | કતારગામ તથા નવાગામની | હૈદર કુલીખાનના નામપરથી. | ” | ” |
| ” | ૧૫ | **રામપરૂ** | કતારગામ, તથા ફુંકીની | રામભાઇ અનાવલા દેશાઇના નામ પરથી. | ” | ” |
| ” | ૧૬ | **રૂઘનાથપરૂ** | કતારગામની | રૂઘનાથજી દેશાઇના નામ પરથી, | ” | ” |
| ” | ૧૭ | **હરીપરૂ** | કતારગામતથા ફુંકીની | હરીભાઇ નામના અનાવલા દેશાઇના નામપરથી. | ” | વેપાર |
| **ઉત્તરે** | ૧૮ | **સૈયદપરૂ** | ” | શેખ સૈયદ એદ્રુસના વડવાની યાદગીરીમાં એ નામ પડેલું. | વાણીઆ | વેપારને કારીગરી |
| **વાયવ્યે** | ૧૯ | **ઘાસ્તીપરૂ** | ” | એ જગ્યાએ પહેલાં ઘાસ ભરાતું હતું તે ઉપરથી. | નીચ લોક | મજુરી |

આ પ્રમાણે ઓગણીશ પરાં છે, અને તેમાં ઘણે ભાગે કોઠામાં જણાવ્યા મુજબના લોકો રહે છે, અને ઉદ્યોગ કરે છે. સૌથી નીચી જમીન ઘાસ્તી પરાની છે, અને એ જગ્યાએથી રેલના પાણી શહેરમાં પેશી જાય છે; માટે કેટલાક લોક મશ્કરીમાં **ઘાસ્તી પરૂં** પણ કહે છે. ગોપીપરૂં એ શહેરના મધ્યમાં છે. એ પરૂં નથી પણ અહીંઆ પરૂં એટલે મહોલ્લો એવો અર્થ લેવાનો છે. એ શહેરસ્થાપન કરનાર ગોપી નાયકે વસાવેલું એટલે પ્રથમ ત્યાં જઇને રહેલા ને ઘર બાર બાંધ્યાં હતાં તેથી **ગોપી પરૂં** કહેવાયું, વરીઆવી દરવાજેથી નવસારી દરવાજા સુધી તથા સરાહથી અઠવા દરવાજા સુધીની મધ્મ લંબાઇ પહોળાઈ લગભગ સરખી છે; અને તે આસરે ચાર મૈલ થાય છે. આખા શહેરની જમીન પરાં સાથે ૩૧૦૦ વીઘાં છે. શહેર કરતાં પરાંનો ભાગ નીચાણ પડતો છે. છતાં ગામડાંની જમીન હોવાથી ઘરોમાં ભેજ હોતો નથી (**હનકીલે** અને **બલદ્દા** આ બેગામની જમીન તો પૂરેપૂરી શહેરમાં આવીગઇ છે.) શહેરમાં ઘેરઘેર ખાળ કુવા, જાજરૂ, અને ટાંકા વીગેરે હોવાથી ઘણા ખરાં ઘરનાં ભોંય તળીઆં ભીનાં રહે છે. તેથી શહેરના લોકોને માળપર રહેવાની જરૂર પડે છે. પરાંના લોકોને એ અડચણ નથી. વળી શહેર કરતાં પરાંની વસ્તી આછી હોવાથી સોંઘે ભાડે ઘર મળી શકે છે, અને ચોખ્ખી હવા વધારે મળે છે. તેથી બહાર ગામના લોકો શહેર કરતાં પરાંમાં રહેવું વધારે પસંદ કરે છે.

પ્રેક્ષક—ભાઇ, વખત અહીં વધારે થઇ ગયો છે; માટે હવે ચાલો. આપણી મુસાફરી આગળ શરૂ કરીએ સ્ટેશનથી ઉતર્યાપછી લાકડાની વખાર છોડી, ત્યારથી મને બજાર જેવું લાગવા માંડયું હતું. પણ તાર ઑફીસથી ખરેખરો બજાર જણાતો હતો. અહીંઆંતો વળી બંહુજ સુંદર દેખાય છે.

પ્રેક્ષકલાલ—આ છ રસ્તાઓ કયાં કયાં જાય છે ?

પૂરક—આ જમણી બાજુનો રસ્તો શાકબજારમાંથી રૂવાળાને ટેકરે થઇ હરીપરામાં જાય છે; તથા આ બીજો સૈયદપુરી ભાગોળે થઇ કતારગામ

દરવાજે જાય છે. ડાબી બાજુનો આ રસ્તો કોટેકોટે નૌસારી ભાગોળે, તથા આ બીજો અંબાજીના ચકલા તરફ જાય છે. બાકીના એ માટે તો તમને કહેવાની જરૂર પડશે નહિ.

પ્રેક્ષક—અંબાજી તરફને રસ્તે આ લાલ પડદાવાળી મોટી દુકાન કોની છે ?

પૂરક—એ **ઠક્કર નાગજી હરજીની બ્રાહ્મણીઆ સુખસાગર વીશી તથા ચાહની દુકાન છે.** આ વીશી શહેરમાં ઘણી વખણાય છે. તેનું કારણ એ છે કે અનાજ તથા શાક ભાજી ઘણાં સારાં વાપરે છે, અને જાતે ઘણા ધર્મચુસ્ત હોવાથી જમવા આવનારને ધર્મ ભ્રષ્ટ થવાની ધાસ્તી રહેતી નથી. એમની દુકાને * **ચાહ** પણ ઉંચા પ્રકારની અને મસાલાદાર થાય છે; તેથી ઘણા લોકો પોતાને ઘેર ખટપટ ન કરતાં સવાર સાંજ અહીં આવીને પીએ છે. **બ્રાહ્મણીઆ બિસ્કુટ** એઓ પોતાને ઘેર **ભઠ્ઠી** રાખી તૈયાર કરે છે, તે આ શહેરની ઘણી ખરી દુકાનોમાં તથા બહારગામ વપરાય છે. ઉનાળાની મોસમમાં ઉંચા પ્રકારનું **આઈસક્રીમ** તૈયાર રાખે છે. તથા આખા શહેરમાં સાંચાઓ લઇ એમના નોકરો ફરતા ફરે છે. કોઇને સાંચા ભાડા જોઇતા હોયતો તે પણ વાજબી ભાવે પૂરા પાડે છે, આ દુકાન સંવત ૧૯૫૪થી શરૂ થઇ હતી.

ડાબે હાથે સુખડીઆની કેવી સારી હારબંધ દુકાનો છે ! મીઠાઇ ગોઠવવાની એમની તાસીર પણ ઓરજ છે ! પાછળ મસીદની સામે. કંસારાઓની જેવી ઓળ આપણે જોઇ હતી, તેવીજ આ સુખડીઆની ઓળ છે. કેટલાક ગાંધીઓ પણ છે ખરા. પણ આ ભાગને શું કહે છે ?

---

* ઘઉં, જાર, બાજરી વગેરે વનસ્પતિના ખોરાક ખાનારને ચાહ બિલકુલ અનુકુળ નથી. ભૂખને મારી નાંખવાનો એમાં મોટો દુર્ગુણ રહેલો છે. પરમાંસ ખાનારા જનોને એ માફક હશે, તેમ એમાં જાગૃતિ લાવવા વગેરે બીજા ગુણો રહેલા હશે તેની હું ના પાડતો નથી; તો પણ એનો રોજ ઉપયોગ કરી વ્યસન વળગાડવાથી એમાં રહેલા ગુણોનો લાભ મળતો નથી, અને નાહક ખર્ચ વધારવા સાથે તંદુરસ્તી બગાડવામાં આવે છે.

પૂરક—આ બધા ભાગને ભાગોળ નામથીજ ઓળખે છે. આ ડાબે હાથે બીજો રસ્તો આવે છે ત્યાંથી **લીમડાચોક** ગણાય છે; અને એ રસ્તો **કેળાપીઠમાં** સીધો નીકળે છે. ધોરી રસ્તે ચાલતાં બજારની દુકાનોમાં લોઢાંવાળા, તખ્તાવાળા અને અંગ્રેજી દવા વેચનારાઓની દુકાનો જોઇ પ્રેક્ષકલાલ ઘણા ખુશ થયા, અને **લાલગેટ** આગળ આવી પહોંચ્યા.

પ્રેક્ષક—આ બજારની વચમાં મકાન છે, જે ઘણું મોટું જણાય છે. એ કોનું છે? ઓહો ! માંહે ઘડીઆળ પણ મૂકયું છે ને ?



## લાલગેટ (કણપીઠગેટ)

પૂરકલાલ—હા. એ મકાન ઘણું મોટું અને સારૂં છે. પણ સામે આ લાલબાગ છે એ પોલીસ ગેટ એટલે (ગેઇટ=મુકામ, ચોકી) પોલીસની ચોકી છે. જેવી તમે દિલ્હી દરવાજે પેસતાં પાંચ ફાનસની સામે જોઇ હતી, તેવી આ પણ છે. એની જોડે આગ છાંટવાના બંબા રહે છે. પોલીસ ગેઇટ અંગ્રેજી ભાષાનો શબ્દ છે. અને એનો અર્થ "સિપાઇઓને-રહેવાની જગ્યા" એવો થાય છે. આ ગેટ બજારના મધ્ય ભાગે છે; અને એની બંને બાજુથી બે ધોરી રસ્તાઓ જાય છે. જમણા હાથનો નાણાવટમાં થઇને ચોકબજારમાં જાય છે; અને ડાબા હાથનો કિલ્લા આગળ જાય છે. આ બંને રસ્તાઓ એવા છે કે માણસો વિનાના ખાલી ભાગ્યેજ જોવામાં આવે છે. આવે સ્થળે રાહદારીઓને વખત જોવાને અનુકુળ પડે, માટે આ ગેટને મથાળે એક ઘડીઆળ મૂકવામાં આવ્યું છે. આવી ગેટો શહેરમાં ઘણી છે, અને દરેકમાં જરૂર જેટલા પોલીસો રહે છે. એમને તપાસ માટે જુદા જુદા શહેરના ભાગો નકકી કરી આપેલા છે; તેટલામાં ફરતા રહી લોકોના જાનમાલની સંભાળ રાખે છે. રાત્રે લોકો ઊંઘતા હોય ત્યારે પણ ફરતા રહે છે, અને કોઈ ગુનેગાર પકડાય તેને શહેર ફોજદાર પાસે સવારે લઇ જાય છે. દરરોજ સવારમાં આખા શહેરના

સિપાઇઓ ફોજદારને રાતની હકીકતની ખબર આપે છે, તેને **ખેર-સલ્લા** કહે છે. આ લત્તાને **કણપીઠ** કહે છે.

પ્રેક્ષક—ચાલો હવે આગળ ચાલીએ, મને ભૂખ લાગી છે, માટે જરા ખાવાનું મળેતો ખાઈ લઇએ.

પૂરક—હા. આ રસ્તે ચાલતાં જમણા હાથપર પેલા (આગળ સ્ટેશનપર વાત કરી હતી તે) પ્રખ્યાત **દેવશંકર ધારીવાળાની દુકાન** છે. એઓ ખાવાનું તૈયાર અને ચોખ્ખું રાખે છે, વળી એમના માળપર બેસી ઉચ્ચ કોમના મુસાફરોને ખાવા દે છે, તથા ખાઈ રહ્યા પછી પાણી પણ આપે છે. એમના ભાવો હંમેશાં એકજ છે. ઘીનો ભાવ ચઢી જાય કે ઉતરી જાય; તો પણ એ ખાવાનું એકજ ભાવે વેચે છે. એમને ત્યાં ખાવાના મુખ્ય પદાર્થમાં માવાની ધારી, દળ અને દહીંતરાં મળે છે. તે અનુક્રમે ૬ અને ૫ આનેજ શેર વેચે છે, સેવ દુધની બનાવે છે. તે ચાર આને શેર વેચે છે. (ખાવાનું લીધું, અને નાસ્તો કરવા બેઠા પણ ખાતા ખાતા વાતચીત શરૂ રાખી.)



## ગુલાબરામની · વીશી.

આની પૂર્વ બાજુએ સ્ટેશનના જેવી એક મોટી વીશી છે, અને તેમાં બંને વખત દાળ, ભાત, શાક ને રોટલી ખાવાના મળે છે. જાથુના રહેનાર પાસે દર માસે ૬ રૂા. એકઆનો લે છે. એમને ત્યાં મીઠાઈ વગેરે પણમળે છે. અંગ્રેજી ભણનારા બહાર ગામના કેટલાક વિદ્યાર્થીઓ તથા **બીજા** નોકરો એમાં રાત્રે રહે છે. તે દરેકની પાસે મહિને આઠ આના ભાડાના, ચાર આના દીવા બત્તિના તથા ચાર આના નહાવાના પાણીના મળી રૂા. ૧ બીજો લે છે. આ વીશી **ગુલાબરામ**ની છે. એઓ જાતે બુદ્ધિમાન અને શોખિન છે. હાલમાં એમણે **બે મોટરકાર ભાડે ફેરવવા** સુરતના પ્રખ્યાત ઘડીઆળી **ધનરાજ પરમાર** જોડે મળીને આણી છે

ખાઇ ઉઠયા પછી આગળ ચાલતાં પૂલ આવ્યો. તે જોઇ પ્રેક્ષક—ઓહો! આ શહેરની વચમાં પૂલ બાંધ્યો છે! શું નીચે ખાડી છે કે શું?

પૂરક—ના ભાઇ, એ ખાડી નથી. એ ભાગ **કેળાંપીઠનો બજાર(ચૌટું)** કહેવાય છે. એ જગ્યાએ પહેલાં ગામડેથી વેચવાને કેળાં પુષ્કળ આવતાં તેથી કેળાંપીઠ નામ પડયું હતું. એ ભાગ ઘણો નીચો છે, અને આપણે ચાલીએ છીએ તે ઘણો ઉંચો છે; તેથી ગાડી ઘોડાને તથા માણસને જવા આવવાને સુગમ પડવા આ પૂલ બાંધ્યો છે. આ ડાબા હાથનો રસ્તો સીધો નૌસારી ભાગોળે થઇ નૌસારી દરવાજા સુધી જાય છે; તથા જમણા હાથનો રસ્તો કતારગામ સુધી જાય છે.

આગળ ચાલતાં ડાબે હાથે **૧લા નંબરની** ગુજરાતી નિશાળ આવી ત્યાં ઉભા રહ્યા. પૂરકલાલ—આ **સુરતની નંબર ૧ લાની નિશાળ** કહેવાય છે. એ સુરત જીલ્લામાં સૌથી મોટી છે. એમાં ૬૦૦ છોકરાઓ વિદ્યાભ્યાસ કરે છે. હાલમાં એમાં **૨જાથી ૭મા** ધોરણ સુધીનો અભ્યાસ ચાલે છે. નિશાળનું મકાન મોટા મંદીરના તાબાનું છે, તેને મ્યુનિસિપાલીટી દર મહીને ૩૦ રૂ. ભાડું આપે છે. એ શાળાના મુખ્ય મહેતાજીને ૬૦ રૂપીઆ પગાર મળે છે. આ શહેરમાં મ્યુનિસિપાલીટી તરફથી કુલ ૨૫ નિશાળો ચાલે છે; તેમાં ૧૬ ગુજરાતી ભાષાની, ૫ ઉર્દુ ગુજરાતી ભાષાની, અને ૪ કન્યાશાળા છે. **એ ઉપરાંત સર જમશેદજી જીજીભાઇ બારોનેટના ખાતાની** તથા **મીશન ખાતાની** છોકરા છોકરીની શાળાઓ છે. શેઠ **પ્રેમચંદરાયચંદની બે કન્યાશાળા એક જૈન પાઠશાળા તથા ૧ સંસ્કૃત પાઠશાળાછે.** વળી સુરતના **પ્રખ્યાત વકીલ ગુલાબદાસ ભાઇદાસે** એક કન્યાશાળા કાઢી છે. તેમાં બાળકીઓને રાંધણ કામ, ગુંથણ કામ, ભરત કામ, વગેરે ઉધોગ અને નીતિની કેળવણી અપાય છે. હાલમાં મ્યુનિસિપાલ તાબાની ઘણી ખરી શાળાઓમાં અત્રેની **થિયોસોફીકલ સોસાઇટીના પ્રેસિડંટ** અને **પેન્સનર સબજજ રા સા. મધવચ્છરામ બળવચરામ હોરા** તરફથી નીતિધર્મની કેળવણી આપવામાં આવે છે. એ કામ માટે સ્કુલના મુકરર વખત બાદ ગુજરાતી શાળાઓમાં એક કલાક

સુધી એક યા બે શિક્ષકો રોકાય છે. અને તેમની લાયકાત પ્રમાણે તેમને પગાર આપવામાં આવે છે.



## મોટું મંદીર

પ્રેક્ષકલાલ—તમે ઉપર કહ્યું કે આ મકાન મોટા મંદીરનું છે, તો એ મંદીર કયા ધર્મનું છે? અને કયાં આગળ આવ્યું છે?

પૂરકલાલ—આ ડાબા હાથે ગલીછે, તેમાં નજીકજ આવેલું છે. ચાલો આપણે જઇ આવીએ. એમ કહી મંદીર આગળ બંને આવ્યા. પૂરકલાલે કહ્યું જુઓ આ **મોટું મંદીર** આ શહેરમાં આવડું મોટું બીજું મંદીર નથી, માટે એને મોટું મંદીર કહે છે. એમાં **શ્રીબાળ કૃષ્ણલાલજી**ની મૂર્તિ છે, અને તેની પુજા થાય છે. આ ધર્મ **વૈષ્ણવ ધર્મને** નામે ઓળખાય છે. એના આચાર્યને **મહારાજ** કહે છે. ભગવાનની મૂર્તિને સારાં સારાં ખાવાનાં, તથા વૈભવના પદાર્થો ધરાવે છે, અને ઘરેણાં લૂગડાં પહેરાવે છે; તથા તેના દર્શન ભક્ત જનોને વખતો વખત કરાવે છે. આ મંદીરમાં નોકર ચાકર વગેરે મળી રોજ ૧૫૦ થી ૨૦૦ રૂ. સુધી ખર્ચ થાય છે, અને તે ભક્ત જનોથી પૂરો પડે છે. કેટલાક ભક્ત મરી જાય છે; ત્યારે તેની પાછળ કોઈ ન હોય તો તેની તમામ મિલકત મંદીરને અર્પણ કરે છે, કોઇ માણસ મંદીરમાં મરતી વખતે અમુક રકમ આપે છે, અને કોઇ **મહારાજની** પધરામણી કરી અમુક રકમ ભેટ આપે છે. આવી રીતે આવક પણ પુષ્કળ થાય છે. જેથી ખર્ચ માટે અડચણ આવતી નથી. ઉલટો **દર વર્ષે મંદીરની મિલકતમાં વધારો થાય** છે. આ ધર્મ **શ્રી વલ્લભ સ્વામીએ** ચલાવ્યો હતો, તેથી **વૈષ્ણવ વલ્લભાચાર્ય સંપ્રદાયના** નામે ઓળખાય છે. વૈષ્ણવ ધર્મના બીજા ૫-૬ પંથો છે તેમાંનો આ એક છે. પ્રભુ પર **પ્રેમ** રાખી મોક્ષ મેળવવાનો આ માર્ગ છે. આ

ધર્મમાં આ શહેરનો લગભગ ાા ભાગ હશે. જન્માષ્ટમી (શ્રાવણ વદ ૮) ને દિવસે આખી રાત અને દિવસ દર્શન થાય છે. બાકીના દિવસે નક્કી કરેલા વખતેજ દર્શન કરાવે છે, તેથી લોકોનાં ટોળે ટોળાં મંદીરમાં બેઠેલાં જોવામાં આવે છે. કેટલાંક સ્ત્રી અને પુરૂષો દર્શન કર્યા વિના અન્ન જળ લેતાં નથી, એવાં પ્રેમી ભક્ત પણ એ માર્ગમાં છે. દર્શનના સમયે **જે જે**ના પોકારો સાથે સ્ત્રી અને પુરૂષોને રસ્તામાં દોડતાં જોવામાં આવે છે. આ સંપ્રદાયના બીજાં મોટાં બે મંદીર આ શહેરમાં છે. તેમાંનું એક ગોપીપરામાં **લલ્લુજી મહારાજનું** તથા બીજું કીરપારામ મહેતાના ખાંચા આગળ **ગોવિંદજી મહારાજનું** છે. વૈષ્ણવ ધર્મના **દેવકીનંદન આચાર્ય** તત્વજ્ઞાની તરીકે ઘણા પ્રખ્યાત છે. તે ગોવિંદજી મહારાજના મંદીરની ગાદીના માલીક છે.



## સ્ત્રી છોકરાંની ઇસ્પિતાલ.

પ્રેક્ષક—ચાલો હવે પાછા મોટે રસ્તેથી આગળ ચાલીએ. બંનો જણા ગલીમાં થઇ રસ્તાપર આવ્યા, અને આગળ ચાલ્યા. મસીદ આગળ થઇને જતાં જમણા હાથે એક સુંદર મકાન અને બાગ જોઇ પ્રેક્ષકલાલે પૂછ્યું. આ મકાન કોનું છે વારૂ ?

પૂરક—એ સ્ત્રી છોકરાંની ઇસ્પિતાલ છે. **એ મોરારભાઈ વિજભૂખણદાસ સ્ત્રી છોકરાંની ઇસ્પિતાલને** નામે ઓળખાય છે. એમાં માત્ર સ્ત્રીઓ અને છોકરાંનેજ દવા આપવામાં આવે છે. અહીં ડૉકટર કમ્પાઉન્ડર (દવા આપનાર) વગેરે તમામ નોકર સ્ત્રીઓજ છે. તેથી શહેરની સ્ત્રીઓને દવાની બાબતમાં ઘણુંજ સુખ થઇ ગયું છે. આ ઇસ્પિતાલ બંધાયાને આશરે ૮–૯ વર્ષ થયાં છે, અને ત્યારથીજ એમાં ડૉકટર **રૂક્ષ્મા બાઇની** નીમણુંક થઇ હતી. જેઓ હાલ પણ છે. એઓ સ્વભાવે ઘણાં સુશીળ અને વિદ્વાન હોવાથી ઘણાં લોકપ્રિય

થઇ પડેલાં છે. પહેલાં એમનાં પ્રમુખપણા નીચે શહેરની સ્ત્રીઓની સભા મળતી હતી. હાલમાં નર્સ (દાઇનું કામ કરનાર) તૈયાર કરવાનો એક વર્ગ ઉઘાડયો છે. જે ઘણો લાભ કારક નીવડશે. દર વરસે હજારો સ્ત્રીઓ અજાન (સોઇઆણી) સ્ત્રીઓને હાથે રોગની ભોગ થઇ પડે છે, તે આથી અટકશે, અને તેનો આશિર્વાદ આ વિદ્વાન સ્ત્રી ડૉકટરને મળશે. આ મકાન **શેઠ મોરારભાઇ**ના ગુજરી જવાબાદ તેની સ્ત્રી **બાઇ દયાકોરે** પોતાના પતિની યાદગીરી કાયમ રાખવા માટે બંધાવી આપ્યું હતું. એનો વહીવટ સરકાર કરે છે. મકાનની મરામત મ્યુનિસિપાલ કમિટી તરફથી થાય છે. અને તેને માટે અમુક રકમ મ્યુનિસિપાલીટીમાં જમા કરાવેલી છે. હાલમાં આ ઇસ્પિતાલની એક શાખા હરીપરામાં ઉઘાડવામાં આવી છે. કારણકે તે તરફની સ્ત્રીઓને આ ઇસ્પિતાલ દૂર પડે છે. આ ઇસ્પિતાલમાં દરદી સ્ત્રીઓને રાખવાની સગવડ પણ છે. આવી ઇસ્પિતાલ ઘણાં થોડાંજ શહેરોમાં હશે.

પ્રેક્ષક—આ દવાખાનાની સામેની ગલીમાં પતરાનું મકાન શાનું દેખાય છે? શું એ નાટકશાળા છે ?

પૂરક—હા. એ **વિકટોરીઆ થિયેટર**ને નામે ઓળખાય છે તે. પ્રિન્સેસ થિયેટર જોતાં તમને એ વિષે વાત કરી હતી. એ થિયેટર અત્રેના એક વ્હોરા ગૃહસ્થે બંધાવ્યું હતું. એમાં વિકટોરીઆ કંપની જે **બાલીવાળા**ના નામથી સુપ્રસિદ્ધ છે, તેના ખેલો પહેલ વહેલા થયા હતા. આ ભાગ ભાગાતળાવ નામથી ઓળખાય છે. કારણ કે એ જગ્યાએ અસલ તળાવ હતું. હાલમાં પણ એ જગ્યા નીચીજ જણાય છે. બંને ભાઇઓ વાતચીત કરતા કરતા, બજારમાં ડાબા જમણી બાજુએ આવેલી કાપડીઆ, ફરનીચરવાળા વગેરેની દુકાનો જોતા જોતા આગળ ચાલ્યા. એટલામાં જમણા હાથે છબી પાડનાર (ફોટોગ્રાફર)ની દુકાન આવી. તે જોઈ ઉભા રહ્યા.



# ફોટોગ્રાફર.



પ્રેક્ષક—આ બધી છબીઓ શા માટે ભરાવી હશે ? શું એ છબી વેચનારની દુકાન છે ?

પૂરક—આ દુકાન છબી પાડનાર (ફોટો ગ્રાફર)ની છે. જેમને પોતાની છબી પડાવવી હોય, તેમને એ પાડી આપે છે. આ બધી છબીઓ લટકાવી છે, તે લોકોને જોવા માટે છે. એ જોવાથી એના કામથી વાકેફ થાય છે. એટલે જેમને છબી પડાવવી હોય; તેઓએ કેવડી છબી લેવડાવવી, કેમ ઉભા રહીને કે બેસીને લેવડાવવાથી સારી પડે, કેવી રીતે મઢાવવાથી સારી દેખાય તે જોવાને ઠીક પડે છે. છબી પાડનાર આ શહેરમાં ત્રણ ચાર છે. તેમાં સૌથી સારૂં કામ કરનાર આ ગણાય છે. એનું નામ **પરજારામ મોતીરામ દિવાન** છે. વળી એઓ ઘણા મીલનસાર અને બુદ્ધિશાળી છે. બીજા પ્રખ્યાત છબી પાડનારમાં **મીરઘા** અને એક વહોરા ગૃહસ્થ ( લાલગેટ . સામે ) છે. આ કામમાં સુરજના પ્રકાશની ઘણી જરૂર છે. તથા ધૂળ લાગવી ન જોઇએ માટે દરેક ફોટોગ્રાફર પોતાના મકાનમાં કાચનો ઓરડો યાને **ગ્લાસ રૂમ** તૈયાર રાખે છે. કેટલાક પહેરવાના પોશાકો પણ ( છબી પડાવનારને જરૂર હોય તો ) આપે છે, છબી પાડવાનાં યંત્ર ( સંચા ) ને **કેમેરા** કહે છે. ( બની શકે તો શિક્ષકે આ યંત્ર તથા છબી કેમ પાડે છે તે બતાવવું. )

પ્રેક્ષક—ભાઇ પૂરકલાલ, હવે અંધારૂં થવા આવ્યું છે, માટે બાકીનું કાલે જોઇશું; પણ પશ્ચિમ બાજુએ પેલાં પાંચ ફાનસ જેવું શું જણાય છે ?

પૂરક—એ દિલ્હી દરવાજે પેસતાં જોયાં હતાં, તેવાં ફાનસોનો ઝુમખો અને ફરતી બેઠક માટે છોબંધ ચોતરો છે. એ જગ્યાએ ૪–૫ રસ્તાઓ ભેગા થાય છે, માટે વધારે પ્રકાશની જરૂર હોવાથી એ મૂકેલાં છે. પણ હંમેશાં બધાં સળગતાં નથી, એ સુરતની ગરીબી સુચવે છે. સુરતમાં અમદાવાદ કે મુંબઈ જેટલો વેપાર રોજ-

ગાર ચાલતો હોય, અને માણુસ કે ગાડી ઘોડાની ધમાલ હોય તો સળગાવવાંજ પડે.

આટલી વાત કરી પાંચ ફાનસ જોઇ પૂરકલાલને ઘેર જઈ વાળુ કરી સુતા. સુતા ખરા, અને આખા દિવસનો થાક હતો; છતાં જગ્યા ફેર થવાથી તથા પથારીમાં જરા વસ્તી (માંકણુ) જણાવાથી પ્રેક્ષકલાલ ને ઝટ ઉંઘ આવી નહિ. તેથી પાછા વાતે ચઢયા.



## કેટલીક હકીકત.

પૂરકલાલ—ભાઇ પ્રેક્ષકલાલ, હમણા સુરતમાં જોવાનું શું છે. ઈ. સ. **૧૭૯૬** એટલે આજથી ૧૧૦ વર્ષ પર આપણે જોયું હોત તો **"સુરત એક સોનાનીજ મુરત"** હતી. ૮ લાખની તો વસ્તી હતી. તેમાં આજ **૧૯૦૧** ની છેલ્લી ગણત્રી મુજબ **૧ લાખ ૧૯ હજાર** છે. ઇ. સ. **૧૬૬૪** માં **શિવાજી મહારાજા** એ લૂંટ ચલાવી તે વખતે **૧ કરોડ ૫૦ લાખ**નો માલ લઇ જવા પામ્યા હતા; તેમજ ઈ. સ. **૧૬૬૯** માં બીજીવાર લૂટયું, ત્યારે પણ સારી દોલત હાથ આવી હતી. શિવાજીની પહેલાં ત્રણ વાર ફીરંગીઓએ લૂટયું, અને સળગાવ્યું હતું. આજે એવા લૂંટનાર કોઇ નથી, **તેનું માન બ્રિટીશ રાજ્યને ઘટે છે.** ઈ. સ. **૧૮૩૭** એટલે સંવત **૧૮૯૩** ના ચૈત્ર વદ ૪ ને સોમવારની મોટી આગથી શહેરમાં પુષ્કળ નુકસાન થયું હતું, અને ઘણાં કુટુંબો ઘરબાર વિનાનાં થઇ ગયાં હતાં. એ વખતે લગભગ ૪૭ લાખ રૂપીઆનું નુકસાન થયું હતું. એ ઉપરાંત ઇ. સ. **૧૮૮૯** માં ફરી પાછી મોટી આગ લાગી હતી, અને લગભગ ૩૦ લાખનું નુકસાન થયું હતું. વળી ઇ. સ. **૧૮૨૨** માં મોટી રેલ આવી હતી, અને શહેરના ઘણા નીચા ભાગોને ભારે નુકસાન કર્યું હતું. એજ વર્ષમાં **શ્રીકૃષ્ણ અર્જુનજી નાથજી** સ્વર્ગે સિધાવ્યા હતા. વળી સંવત **૧૮૪૭** એટલે

ઈ. સ. **૧૭૯૧** માં મોટો દુકાળ પડ્યો. ઇ. સ. **૧૮૬૫** મા રના **શેર સટ્ટા** ચાલ્યા, અને અત્રેની નામિચી **આત્મારામ ભુખણની** પેઢી ઉઠી ગઇ. એની પેઢીપર ગમે તે ગામની, અને ગમે તે સાહુકાર પરની હુંડીઓ મળી શકતી હતી. એવા સરાફ હાલમાં કોઇ છેજ નહિ. તે વખતમાં **ત્રવાડીજી, આત્મારામ ભુખણ, ભંસાળીજી, નગરશેઠ, મલ્હારભાઉ,** અને **હીંમતરામ મયારામ** વગેરે મોટા સાહુકાર ગણાતા. ત્રવાડીજી અને આત્મારામ ભુખણ વગેરે કેટલાક સાહુકાર **કંપની** સરકારને વ્યાજે નાણા ધીરતા હતા. આજે એમના પ્રમાણમાં માત્ર નામના સાહુકારો શહેરમાં છે. કહેવાય છે કે ત્રવાડીજીના પગમાં **પદ્મરેખા** હતી, અને તેથી એમની પાસે બહુ લક્ષ્મી રહેતી હતી. પૈસાનાં ભોંયરા ભરેલાં હતાં, અને તે પર કાટ ન ચઢી જાય તે માટે અમુક વખતે મીઠું નાંખી ખંડાવતા હતા. એમણે એક વખત **કંપની બહાદુરને** ગાડે ગાડાં ભરીને પૈસા ધીરી મદદ આપી હતી. એમને ઘેર છપ્પન પર ભૂંગળ વાગતી. (ઘરમાં ગેબી-અવાજે થતા) એમણે ૩ લાખ રૂપીઆ ખર્ચી **બાલાજીનું દહેરૂં** બંધાવ્યું છે, તે શહેરના મધ્યભાગે છે. એના ખર્ચ માટે **સેવની** ગામની ઉપજ ધર્માદા કરી છે. એ મંદીરમાં દેવની સ્થાપના કરી, તે વખતે એમની બાઇએ મોતી લુટાવ્યાં હતાં. ત્રવાડીજી ન્યાતે નાગર હતા. એજ સુરતની આજે આ હાલત પણ છે! તેમાં વળી સંવત ૧૯૫૬નો દુકાળ તથા વારંવાર લાગતી આગો અને હાલમાં ચાલતી મરકીની આફતો સુરતને પડયા પર પાટું મારે છે.

પૂરકલાલ—ભાઇ પ્રેક્ષકલાલ, શહેરના ભાગોનાં નામ, તથા તે પડવાનું કારણ પણ તમારે જાણવું જોઇએ; માટે આ નકશા પર પાછી નજર કરો. એમ કહી નકશામાં દરેક ભાગો બતાવતા ગયાને કહેતા ગયા.



# શાહેરના મુખ્ય ભાગો તથા તે નામ પડવાનાં કારણ.



| નામ. | વસ્તી. | ઉદ્યોગ. | નામ પડવાનું કારણ. |
|---|---|---|---|
| ૧ વાડીફળીઉં | —વાણીઆ, બ્રાહ્મણ વગેરે | —વેપાર, નોકરી. | —એ જગ્યાએ વાડી હતી. |
| ૨ ગોપીપરૂં | —શ્રાવક, નાગર, કાયસ્ત | —વેપાર, નોકરી. | —ગોપીના નામથી. |
| ૩ અંબાજીનોચકલો | —બ્રાહ્મણ, સોની વગેરે | —નોકરી ને કારીગરી. | —અંબાજી માતાના સ્થાનક ઉપરથી. |
| ૪ બાલાજીનો " | —વાણીઆ વગેરે | —નોકરી ને વેપાર | —બાલાજીના સ્થાનક ઉપરથી |
| ૫ કેળાંપીઠ | —વાણીઆ, બ્રાહ્મણ ને બજાર છે. | — " | —એ જગ્યાએ કેળાંની વખારો હતી. |
| ૬ ભાગાતળાવ | —વાણીઆ ને ઘાંચી | — " | —ભાગેલા તળાવ ઉપરથી |
| ૭ સોનીફળીયું | —સોની વગેરે | —કારીગરી | —સોનીની વસ્તી વધુ હોવાથી. |
| ૮ દેશાઇપોળ | —વાણીઆ, બ્રાહ્મણને ઘાંચી વગેરે | —વેપાર ને નોકરી | —દેશાઇઓ રહેતા હતા, તેથી. |
| ૯ બડેખાંનોચકલો | —મુસલમાન, ખારવા વગેરે | —કારીગરી | —બડેખાનના નામ ઉપરથી. |
| ૧૦ જુનું દરબાર | —કોળી, મુસલમાન વગેરે | —મજુરી | —એ જગ્યાએ અસલ દરબાર હતું. |

| | | | |
|---|---|---|---|
| ૧૧ ચોંકબજાર | —સીંધી, શ્રાવક, ઘાંચી ને બજાર છે. | —વેપાર | —ખુલ્લા મેદાનમાં બજાર થયો હતો માટે. |
| ૧૨ નાણાવટ | —વાણીઆં વગેરે | —વેપાર, નોકરી | —સાહુકારોની પેઢીઓ હતી. |
| ૧૩ સોદાગરવાડો | —મુસલમાન વગેરે | —વેપાર, નોકરી | —સોદાગરને રહેવાની જગ્યા હતી. |
| ૧૪ મુગલીસરા | —ખ્રિસ્તી, શ્રાવક, વગેરે | —વેપાર ને નોકરી | —મુગલ લોકો રહેતા હતા. |
| ૧૫ મુલ્લાંચકલો | —જાહેર સ્ત્રીઓ, મુસલમાન વગેરે. | —હલકું કામ | —મુલ્લાંજીના નામથી. |
| ૧૬ શાહપોર | —વાણીઆ, પારસી, ગોલા વગેરે. | —વેપાર, નોકરી, | —સાહુકારોને રહેવાની જગ્યા હતી. |
| ૧૭ માછલીપીઠ | —પારસી, મુસલમાન વગેરે | —વેપાર, નોકરી | —માછલી વેચવાનો બજાર હતો |
| ૧૮ રાણીતળાવ | —વાણીઆ, ડબગર વગેરે | —વેપાર, નોકરી | —એ જગ્યાએ તળાવ હતું અને તે ગોપીની સ્ત્રી જે રાણી કહેવાતી તેણે બંધાવેલું હોવાથી. |
| ૧૯ કણપીઠ | —વાણીઆ, બજાર છે. | — ” | —દાણાનુ બજાર હતું. |
| ૨૦ લીમડાચોક | —વાણીઆ, ઘાંચી, | — ” | —એ જગ્યાએ અસલ મેદાન હતું.અને તેમાં લીમડાનાંઝાડો વધુ હતાં હાલ પણ એ છે. |

# પાણીની ટાંકી.

રાત્રે ઉપર મુજબ વાતચીત થયા પછી ઉંઘીગયા હતા. બીજે દિવસે પ્રેક્ષકલાલ તથા પૂરકલાલ ઘરથી સવારમાં પહેલા ઉઠી નાહી ધોઇ પ્રભુ ભજનમાંથી પરવારી જમી કરીને નીકળ્યા; અને કિલ્લાના મેદાનમાં આવી ઉભા. તે વખતે બરાબર ૧૧ અને ૧૨ ની વચ્ચેનો વખત હતો. બંને પાણીની ટાંકી આગળ એક લીમડાની તળે એકલા બેસી વાત કરવા લાગ્યા.

પ્રેક્ષક—આ મેદાનમાં પાણીની ટાંકી છે. એ પત્થરથી બંધાવેલી છે, અને એ ટાંકીને ફરતા કૉક ( પાણી લેવાની ચાવીઓ ) બેસાડેલા છે. તેમાંથી લોકો પાણી ભરે છે. એ વિષે શું જાણવા જેવું છે ?

પૂરક—હા. એને ટાંકી કહેવામાં આવે છે. આખા શહેરમાં આવી ટાંકીઓ ઘણી છે, તથા તે ઉપરાંત ઉભા નળો પણ ગોઠવેલા છે; તેમાંથી લોકો પાણી ભરી જાય છે. એ પાણી આ શહેરની ઇશાન કોણમાં **વરાછા** કરીને ગામ છે ત્યાં આગળથી (આતાપી નદીમાંથીજ) લઇને નળ વાટે શહેરમાં આણ્યું છે. એ કારખાનું ઇ. સ. ૧૮૯૮ માં એટલે આજ આઠ વર્ષપર થયું હતું. આપણે તે જોવા જઇશું. હાલ તો માત્ર તમને એટલુંજ કહું છું કે ત્યાં મોટી **લોઢાંની ટાંકીઓ** ઉંચી જગ્યા બાંધીને ગોઠવી છે. તેમાંથી **નળ** મૂકયા છે, તે વાટે શહેરની દરેક ટાંકીઓમાં તથા જે ઘરોમાં નળ લીધા હોય; તેમાં પાણી ચાલ્યું આવે છે. આ નળથી પાણીનું ઘણું સુખ થઇ ગયું છે, અને તેનું માન માજી કલેક્ટર **એફ. એસ. પી. લેલીસાહેબને** ઘટે છે. આ શહેરમાં આગનું જેર વિશેશ હોવાથી આગ છાંટવાને પાણી મળતું નહોતું તેથી લોકના જાન માલનું ભારે નુકસાન થતું. તે અટકાવવા ઘણા લોકોની ના છતાં આ કામ તેમણે ઉપાડયું હતું. હાલ પ્રસંગોપાત તેમના વખાણ પણ થાય છે.

પ્રેક્ષક—નદી તો આ નજીક છે, ને વરાછા આગળથી પાણીના નળો

કેમ લાવ્યા હશે ?

પૂરક—એ વાત ખરી, પણ ભરતીનાં ખારાં પાણી ફુલ પાડા અને તેની પેલી મેર સુધી પૂર્વમાં જાય છે; તેથી એટલા ભાગના પાણી ખારાં થઇ જવાથી નળના પાણી બગડી જવાનો ભય રહે છે. આટલે દૂર એ કારખાનું છે, છતાં ઉનાળામાં નળનાં પાણી ખારાં થઇ જાય છે, તેથી ૧-૨ માસ લોકોને આપદા પડે છે.

પ્રેક્ષક—શું ત્યારે વરાછા આગળની ટાંકીમાં પાણી નદીમાંથી લે છે?

પૂરક—ના. **મોટા ને ઉંડા કુવા નદીના ભાઠામાં ખોદાય છે;** તેમાં ઝરીને (ગળાઇને) આવે છે; તેમાંથી **સંચા વડે** ઉંચે લોઢાંની ટાંકીમાં ચઢાવે છે. છતાં કેટલીકવાર ખારનો ભાગ જઇને કુવાનું પાણી બગાડી નાંખે છે. ઇજનેરો (બાંધકામના વિદ્વાનો) કહે છે કે હજી પણ એ કુવા પૂર્વ દિશામાં આગળ (બોધાન ગામ તરફ) હોવાની જરૂર હતી. હવે તમને સમજાયું હશે કે નદી નજીક છતાં નળ અહીંથી કેમ લીધા નથી.

પ્રેક્ષક—હા. હવે હું સમજ્યો કે અહીંઆ નજીકથી નળ લીધા હોત, તો હંમેશાં મીઠાં પાણીને બદલે ખારૂં પાણી પીવાને મળત. માટે વરાછા આગળ જ્યાં ભરતીના ખારાં પાણી વધુ જઇ શકતાં નથી, તેવી જગા પસંદ કરી છે. પણ ત્યાં આગળ સંચા વડે, એ ટાંકીઓ ઉંચી જગાપર ગોઠવી છે તેમાં પાણી લે છે; તેનું કારણ સમજાયું નહિ.

પૂરકલાલ—જુઓ આ अ એક માટીનું કે ધાતુનું પોલું વાસણ છે. જે બધી તરફથી બંધ છે, પણ ઉપરની બાજુએથી બે કાચની ब અને क નાનામની નળી બેસાડી છે. બંને નળી પોલી અને કાચની હોવાથી પારદર્શક (આરપાર દેખાય એવી) છે. એમાની ब મોટી ને પહોળી છે; ને क નાની ને સાંકડી છે. હવે હું આ ટાંકી આગળ જઇ માંહે એક નળીમાંથી પાણી રેડું છું. પ્રથમ તો આ ખાલી વાસણ ભરાયું. હવે જુઓ, આ કાચની



નળીમાં ઉપર જણાવા માંડયું. હવે જુઓ બંને નળીમાં ...આવા કાપા બરોબર આવીને અટક્યું, પણ વધારે ઓછું ચઢતું નથી. હવે હું નાની ને સાંકડી क નળી ભરી દઊંછું; તો તે નળીની બરોબરજ ब નળીમાં પાણી આવીને અટકી ગયું. હું વધારે રેડું તો પણ ब નળીમાં ઊંચું ચઢતું નથી. આ ઉપરથી તમને કંઇ સમજાય છે?

પ્રેક્ષકલાલ—હા. પાણી હમેશાં સરખું રહેવાનો (સરખી સપાટી રાખવાનો) ગુણ ધરાવતું હોય એમ જણાય છે.

પૂરકલાલ—હવે તમે ब મોટી નળીને પાણીથી ભરો. જોઇએ શું થાય છે. પ્રેક્ષકે રેડયું, તો कમાં થઇને પાણીની ઉંચે ધાર જવા માંડી, અને તે પણ ब નળી કરતાં વધારે ઊંચી ઉડી નહિ.

પ્રેક્ષક—ભાઈ પૂરકલાલ? હવે હું બરોબર સમજ્યો. **પાણી સરખી સપાટી રાખે છે.** એ વાત મને સમજાઇ; અને આ સાદા યંત્રથી વરાછાની ટાંકી ઉચી રાખવાનું કારણ પણ મને જણાયું. આ ब નળીમાં પાણી રેડવાથી જેમ क નળીમાં સપાટી સરખી કરવાને પાણી ઉંચું ઉછળ્યું; તેમ વરાછાની ટાંકી ઊંચી હોવાથીજ આ શહેરના બધા લોકોને બીજા ત્રીજા કે ચોથા માળ જેટલી ઊંચાઇએ પાણી મળી શકે છે. જો એ ટાંકીઓ વરાછા આગળ જમીન પરજ ગોઠવી હોત, તો क નળીમાં પાણી રેડવાથી જેમ બ નળીમાં અડધે ચઢી અટકી ગયું. ને ઊંચે ચઢી શક્યું નહિ; તેમ શહેરના લોકોને ઊંચે (માળે) સુધી પાણી મળત નહિ.



## રા. બા. નગીનચંદ ઇન્સ્ટીટયુટ. (જાહેરહૉલ)

પૂરકલાલ—હવે એ વિષે વધારે હકીકત ત્યાં જઇશું ત્યારે જાણીશું. હાલતો જુઓ આ નવું ગંજાવર મકાન પત્થરથી બંધાય છે, એ **નગીનચંદ ઇન્સ્ટીટયુટને** નામે ઓળખાશે. આ શહેરના નામિચા **ઝવેરી રા. બા. નગીનચંદ ઝવેરચંદ** જેઓ ઘણા પૈસાદાર છે, અને મોતીના

જબરા વેપારી છે; તેમણે રા. ૩૦ હજાર આપી શહેરમાં **જાહેર હોલની** ભારે ખોટ હતી, તે પૂરી પાડી છે. એમાં **ઍંડ્રુસ લાયબ્રેરી** પણ આવશે. જાહેરના લાભની મોટી સભાઓ હવે એમાં મળશે. આજ સુધી વાડીઓ, અને નાટકશાળાઓ મેળવી કામ ચલાવતા; પણ તેમાં સંતોષકારક ગોઠવણ થઇ શકતી નહિ. હવે એ બાબતનું દળદર ગયું છે.

પ્રેક્ષક—શું નગીનચંદ ઝવેરી! જેમને ત્યાં હમણાં લગ્ન ગયાં હતાં, અને હાથીપર કોઇ વાર ન જોયેલો એવો વરઘોડો કાઢયો હતો, તથા ઈંદ્રાસન કરતાં પણ અધિક શોભાવાળો મંડપ બાંધ્યો હતો, અને જેમાં વીજળીની લાઇટ કીધી હતી તેજ નગીનચંદ કે?

પૂરક—હા, હા, તેજ. એમની ઉદારતાનો તો કાંઇ છેડોજ નથી. હું કહું છું કે પ્રભુ એમની પાસે છે, તેનાથી હજારો ને લાખો ગણું (આ ધોરણના છોકરાને લાખ સુધીનાંજ પરિમાણ શીખવાના છે.) ધન આપજો. અને એમનું દિર્ઘાયુષ કરજો કે આવાંજ ઉદારતાના કામો વધારે કરે!! આ મોટી સખાવત પણ લગ્નની ખુશાલીમાંજ કરી હતી. મારે આ પ્રસંગે ભુલી જવું ન જોઇએ, કે આ શહેરમાં એક પાદરી (ખરેખર! એકજ છે.) **રેવરંડ જૉન શિલીડી સાહેબ** જે **ઍંડ્રુસ લાયબ્રેરીના સેક્રેટરી** અને મ્યુનિસિપાલીટીની **સ્કુલ કમીટિના ચેરમેન સાહેબ** છે. તેઓ યૂરોપખંડના. આયર્લાંડના વત્ની હોવા છતાં જાણે સુરતજ પોતાની જન્મ ભૂમિ હોયની! એવી રીતે સુરતી પ્રજા અને શહેર ઊપર પ્યાર રાખે છે; અને બધાંજોડે પાણીમાં દૂધની માફક હળીમળી જાય છે. રા. બા. નગીનચંદને આ જાહેર હોલ બંધાવી આપી નામ અમર કરવાની શુભ સલાહ આપનારાઓમાં રેવરંડ જોન શિલીડી સાહેબજ મુખ્ય છે. વળી આ ઉપરાંત આ ઝવેરી સાહેબે **નાનપુરા નંર ની સ્કુલમાં** પોતાના પરણનાર પુત્રોના શુભ લગ્નની યાદમાં એક **કિન્ડર ગાર્ડન મ્યુઝિયમ** સ્થાપ્યું છે. આવી આવી અનેક સખાવતો, ને દેશ દાઝના કામો તરફ નજર કરી સરકારે એમને હાલમાં **રાવ બહાદુરનો માનવંતો ખેતાબ** આપ્યો છે. એ ખેતાબની સનંદ આપવાના મેળાવડા વખતે આખું શહેર આ મેદાનમાં ભેગું મળ્યું હતું; એજ આ

શહેરના લોકોનો એમનાપર કેટલો પ્રેમ છે, તે જણાવે છે. આ જાહેર હૉલનો પાયો **માનવંતાં મીસિસ વેસ્ટ્રોપ કલેકટર સાહેબ**ને હાથે નંખાયો છે.

પ્રેક્ષક—ભાઇ પૂરકલાલ, બાર વાગવાનો વખત થયો છે તેથી તાપ બહુ પડે છે. ચાલો નદી કિનારે જઇને થોડીવાર આરામ અને ઠંડી હવા લઇએ. એમ કહેતાં બંને ચાલ્યા, ને પૂલની જમણી બાજુએ કિનારાપર જ્યાં બેઠક છે ત્યાં જઇ બેઠા.



## તાપી નદી.

પૂરકલાલ—પ્રેક્ષકલાલ, આ નદીનું નામ તાપી નદી છે. એ આ જીલ્લામાં સૌથી મોટી છે. શહેરના લોકો એને માતા તુલ્ય માન આપી પુજા કરે છે. સુરત આગળ એ **૦॥** માઇલ પહોળી છે. તથા એનાથી નાહવા ધોવા વગેરેનું બહુજ સુખ છે. તમારા જાણવામાં છે કે સુરત, ભરૂચ, અને અમદાવાદ વગેરે મોટાં શહેરો આવાં સુખના કારણેજ નદી કિનારે વસાવ્યાં છે. એનું બીજું ઉત્તમ સુખ હું તમને આગળ જણાવીશ. આ નદી **સાતપુડા પર્વતના ઇંજરડી** ડુંગરમાંથી નીકળે છે, અને મધ્ય પ્રાંતમાં **બેડુલ** ગામ પાસેથી સર્પાકારે વહેતી વહેતી અહીંથી **૯** મૈલ ઉપર ખંભાતના * અખાતમાં (અરબી સમુદ્રમાં) મળી જાય છે. એમાં ઉનાળાની ઋતુમાં સુરત સુધી ને ચોમાસામાં બોધાન સુધી નાની આગબોટ જઇ શકે છે.

એ જ્યાં સમુદ્રને મળે છે તે જગ્યા **મુખ** કે **બારૂં** કહેવાય છે. મોટી ભરતીનું પાણી એ મુખથી ૩૨ માઇલ સુધી જાય છે. માંડવીના જંગલમાંનો માલ અહીં **તરાપે** આવે છે. રાંદેર જે આગળ મોટું શહેર હતું તે પેલું † **જમણે કાંઠે** દેખાય છે. સુરત ડાબે **કાંઠે** છે, ને બંને વચ્ચે ૨॥ માઇલનું અંતર છે.

---

* **સમુદ્રની અણી લાંબી** થઇને જમીનમાં ગઇ હોય, તેને અખાત કહે છે.
† નદીના હમેશના વહેણની દિશામાં મોં કરી ઉભારહીએ તો જમણા હાથ તરફનો જમણો કાંઠો ને ડાબા હાથ તરફનો ડાબો કાંઠો ગણાય છે.

પ્રેક્ષકલાલ—આ નદીમાં વચમાં જમીન કેમ દેખાય છે? મને પાણી વધારે જણાતાં નથી.

પૂરકલાલ—હમણાં થોડાં વરસ થયાં પુરાણ થઇ ગયું છે, ને એજ સુરતનું કમ ભાગ્ય છે. કારણ કે હવે મોટાં જહાજો કે આગબોટો અહીં સુધી આવી શકતી નથી. તેથી સુરતનો જળમાર્ગનો વેપાર તદન બંધ થઇ ગયો છે. હજી માણસ ઉતરી જાય એટલો પાર નથી. કેટલેક ઠેકાણે અડધા વાંસપૂર પાણી છે, પણ બધે સરખી ઉંડાઇ ન હોવાથી મોટાં વહાણો કે આગબોટ આવતી બંધ થઇ ગઈ છે. વળી કેટલાંક વર્ષોથી વરસાદ પણ ઓછો પડે છે તેથી પાણી ઓછું થઇ ગયું છે.

પ્રેક્ષક—હમેશાં (આખો દિવસને રાત) પાણી આ પ્રમાણે ઉત્તરથી દક્ષિણ તરફ વહેતું હશે કે?

પુરક—ભરતીના પાણી ચઢતાં હોય ત્યારે વહેણની દિશા હમણા જોઇએછિયે તેના કરતાં ઉલટી થઇ જાય છે. બાકીના વખતમાં આ પ્રમાણેજ કાયમ રહે છે. પણ તમારે જાણવું જોઇએ કે તાપી નદી બધી જગાએ આમ ઉત્તરથી દક્ષિણ વહેતી નથી. ફૂલપાડા ગામ આગળ જઇને જોશો તો પૂર્વથી પશ્ચિમ તરફ વહેતી જણાશે.

નદી સાપની માફક વાંકી ચુંકી વહે છે, તેથી એમ જણાય છે; પણ સામાન્ય રીતે એ પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં વહેનારી ગણાય છે. આગેળ આ નદી કિલ્લાથી દૂર હતી, તેથી **લક્કડકોટથી અઠવા** સુધી બહારો બહાર ગાડાં જઇ શકતાં હતાં. ડક્કા ઓવારા આગળ ડક્કાથી **૩૫** ફુટ દૂર માંહેની બાજુએ મોટો કૂવો હતો.



## હોપ પૂલ.

પ્રેક્ષક—આ પૂલ તદન લોઢાનો અને ઘણો મજબૂત બાંધેલો જણાય છે. સુરતમાં રેલથી ઘણીવાર નુકસાન થયાનું સાંભળ્યું છે; પણ આ

પૂલને કશું નુકસાન થયું નથી. એ જાણી હું બહુ ખુશ થાઉં છું. પૂલ ઉપરના રસ્તાની પહોળાઇ બે ગાડાં સામસામે સહેલાઇથી પસાર થાય એટલી છે. વળી બંને બાજુ એ માણસોને જવા આવવાને રસ્તા પણ કર્યા છે, ને પડી ન જવાય એટલા માટે બહારની બાજુએ ઉંચા કટેરા પણ મજબૂત કરેલા છે. પણ ભાઇ પૂરકલાલ, આ પૂલપર થઇ ઘણી ગાડીઓને માણસો આવજાવ કરી રહ્યાં છે, એ લોકો ક્યાં જતાં હશે ? જાણે પૂલની પેલી મેર મેળો હોય એવું જણાય છે.

પૂરક—મેળો બેળો તો કાંઇ નથી, પણ સુરતની પશ્ચિમે નજીકમાં ઘણાં ગામો આવ્યાં છે. **પાલ, અડાજણ, રાંદેર, ભાઠા, જહાંગીરાબાદ, પાહાલણપુર** વગેરે. વળી **ઓરપાડ તાલુકાના** તમામ લોકોને પણ સુરત શહેરમાં આવ્યા વિના ચાલે એમ નથી. વેપાર રોજગાર કે સોદો લેવા આપવા માટે દરરોજ એ સર્વને આવવુંજ પડેછે. તેમ શહેરના લોકોને પણ એ ગામોમાં જવુંજ પડે છે. તેમને માટે આ વિના બીજો કોઇ રસ્તો નથી, તેથી પૂલપર માણસો વધારે આવતાં જતાં લાગે છે. નકામાં જાવઆવ કોઇ કરતું નથી. આ પૂલ માજી કલેકટર **ટી, સી, હોપ સાહેબ**ના વખતમાં બંધાએલો, તથા તેમના હાથે મુહૂર્ત થએલું, તેથી એનું નામ આજે પણ **હોપપૂલ** કહેવાય છે. આવો બીજો એક પૂલ ફૂલપાડા ગામ આગળ રેલવેનો છે, તે પર થઈ આગગાડી જાય છે. તેની બાજુએ પણ માણસોને જવા આવવાના રસ્તા છે. હોપપૂલ બંધાવતાં મ્યુનિસિપાલિટીને બહુ ભારે રકમ ખરચવી પડી હતી. એ પૂલપર થઈ જતાં આવતાં દરેક માણસો પાસે આગળ બે પાઇ લેવામાં આવતી હતી, પણ હાલ એક પાઇ લેવામાં આવે છે. વળી ખાલી કે ભરેલાં દર ગાડાં દીઠ આનો કે બે આના જકાત (કર) લેવામાં આવે છે.આ ઉપજમાંથી પૂલના પૈસા વસૂલ થઇ ગયા છે, તેથી હમણા એ કામમ્યુનિ. કરતી નથી પણ ઉચ્ચક રકમ નક્કી કરી કોઈને કૉંટ્રાકટે આપી દેછે. હજી માલના ગાડાંપરની જકાત મ્યુનિ. ઊઘરાવે છે. જુઓ આ કિલ્લાના બુરજની જોડેના પત્થરના મકાનમાં બે કારકુનો બેઠા છે, તેમાંનો એક માણસોને પાઇ લઇ ટીકીટ આપે છે, તે કૉંટ્રાકટરનો કારકુન

છે. તથા બીજો સામે બેઠો છે, તે મ્યુનિ. નો કારકુન છે. એ જગાને **પણ નાકું** ( શહેરમાં જવા આવવાનું બાકું ) કહે છે. આવુંજ નાકું પૂલના સામેના છેડાપર પણ છે. આવનાર માણસ ત્યાંથીટીકીટ લઇ આ નાકેદારને આપતો જાય છે, અને જનાર અહીંથી ટીકીટ લઇને તે નાકેદારને આપી જાય છે. પૂલનું તમામ બાંધકામ લોઢાંનું છે. એના ઉપર થઇ આ પાણીનો મોટો નળ રાંદેર લઇ જવામાં આવ્યો છે.



# કિલ્લો.

જુઓ આ સામે એક મોટું અને ભયંકર મકાન દેખાય છે, એને કિલ્લો કહે છે. એમાં જઇને આપણે બધુંએ જોઇશું; પણ એની થોડી હકીકત પ્રથમ તમારે જાણવી જોઇએ.

પ્રેક્ષકલાલ—હા ભાઇ, મને ઘણો વખત થયાં એ મકાન કોનું હશે, એમ પૂછવાનું મન થયા કરતું હતું. એટલામાં તમેજ બોલ્યા. કહો આવડું મોટું ગંજાવર મકાન શહેરમાં શા માટે જોઇએ, અને એ કોના તાબામાં છે ?

પૂરકલાલ—ઉતાવળા ન થઓ. હું એ બધું તમને કહીશ. સાંભળો. બાદશાહી વખતમાં લૂંટારાઓ નો તથા બીજા પાદશાહો ને શહેરપર લસ્કર લઇ ચઢી આવવાનો ઘણો ભય રહેતો હતો. હમણાં તમે ઉઘાડે બારણે નિરાંતે સુઓછો, તથા ભરબજારમાં સોનુંરૂપું ઉછાળતા લઇ જઇ શકોછો. આ પ્રતાપ **આપણા ન્યાયિ શહેનશાહ એડવર્ડ** (અંગ્રેજ સરકાર) નાછે. હમણાં ઠામઠામ શાન્તિ ફેલાએલી છે. આગળના વખતમાં તો રોજ રોજ હાક વાગતી, કે **ઓ ફીરંગી આવ્યા ઓ પિંઢારા આવ્યા ! ઓ શિવાજી ચઢીઆવ્યો !** ઓ કોઇ બાદશાહે શહેરને ઘેરો ઘાલ્યો ! આ સાંભળી નાસાનાસને સંતાડાસંતાડ થઇ રહેતી. તેથી આ કિલ્લામાં ઇ૦ સ૦ ૧૮૬૨ સુધી દેશી અને અંગ્રેજ સિપાઇઓનું લશ્કર રાખવામાં આવતું હતું. આવી

વખતે રૈયતના જાનમાલ સાચવવાને આ **કિલ્લો** ઘણું મજબૂત સાધન હતું.

પ્રેક્ષકલાલ, તમે પણ જોઇને ખાત્રી કરશો, કે વાત બરોબર છે. પહેલું તો જુઓ આ કિલ્લામાં આપણે પેસવું હોય તો આ લાકડાના બાંધેલા પૂલ પર આવવું પડે છે. એ **પૂલ** આ ફરતી ખોદેલી **ખાડી**પર છે, અને ઊંચકી લેવાય એવો છે. ખાડીમાં પાણી ભરેલું રાખતા હતા; તેમ હમણા પણ ભરેલું હોય, ને તે ઊંચકી લે તો પહેલું દરવાજા આગળજ કેમ જવાય! છતાં ધારો કે આપણે તરીને કે પલળીને જઇએ, પણ આ પહોળીને મજબૂત દિવાલપરના માણસો બંદૂક, ભાલા વગેરે લઇ ઊભાં હોય તે દિવાલને કેવી રીતે અડવા દે! તેનો વિચાર કરો! દરવાજા પણ કેવા મજબૂત છે! તથા તેમાં કેવા લાંબા, જાડાને અણીદાર ખીલા માર્યા છે! એક ને બદલે પાંચ ઊંટ મરી જાય, તો પણ હાથીનું કાંઇ વળે એમ નથી. વળી **દરવાજો** ફાડવા કે ચીરવા જતાં ધા લાગે એવા નથી. તેમ છતાં ધારોકે આ ભીંતની અંદર જાય, તો માંહે બીજી એનાથી પણ ઉંચીને મજબૂત **ભીંત** તથા દરવાજો તૈયાર છે. તે કેમ તોડાય! આ બે ભીંત વચ્ચે તો જુઓ ખરેખરી ગલી છે. એમાં દાખલ થતાં તો ઉલટો પેસનાર ઘેરાઇને મરીજાય. આ કિલ્લાને **ચાર** બાજુએ **ચાર** મોટા ને બબ્બે ત્રણુત્રણ માળના **બુરજો** છે. એ દરેકની ઊંચાઇ ૭૫ ફીટની હતી.હાલમાં થોડા થોડા ઉતારી પાડ્યા છે. તેમાં હથીઆરબંધ માણસો ભરી રાખવામાં આવતાં હતાં. એ બુરજમાં તેમને સૂવા કે રાંધવા ખાવાની સવડ થઇ શકે એટલી જગા છે. લૂંટારાઓ આ ગલીમાં પેઠા કે ઉપરથી તમામ માણસો આવી દરેકને વિંધી નાંખતા હતા. તમો જાણોછો કે લડાઇ લડવામાં નીચેના માણસો કરતાં ઉંચે રહી લડનાર જીતી જાય છે. તેથી આવા કિલ્લામાં કોઇની પેસવાની હિંમત ચાલતી નથી. પછી માંહેના દરવાજામાં થઇ અંદર પેઠા. જુઓ આ ખુલ્લું મેદાન છે, અને હજારો માણસ રહી શકે એવી ખુલ્લી જગ્યા છે. આ વાયવ્ય કોણમાં એક દરવાજો છે, તેમાં થઇ તાપી નદીમાં જવાય છે. આથી કિલ્લામાં રહેનારને નહાવા ધોવાની કે કોઇ વાતની આપદા પડતી નથી; અને જરૂર પડે તો કિલ્લામાંથી જાનમાલ સાથે નદીમાં થઇ નાશી

જવાય છે. પણ એવો વખત ભાગ્યેજ આવે છે. આવી જાતના મકાનમાં ગલીકુંચી તથા ભુલભુલામણી બહુ રાખેલી હોય છે. કહે છેકે આ કિલ્લામાંથી એક સણુંગ બોદી ચોક બજારમાં **બક્ષી સાહેબના મહેલ આગળ** ફોડી કાઢેલી છે, અને તેથી કિલ્લામાંથી ત્યાં આગળ અંદર અંદર જમીનમાં થઇ ને નીકળી શકાય છે. હાલમાં તો આ કિલ્લામાં **સરકારી ઑફીસ** અને **જીલ્લાની ત્રિજોરી** રહે છે. તે સર્વ ઉપર આ જીલ્લાના **કલેકટર સાહેબની** દેખરેખ છે.

પ્રેક્ષકલાલ—કિલ્લામાં કઇ કઇ ઑફીસો કોની કોની છે, તથા તેમાં શું કામ થાય છે, તે જાણવાનું મને ઘણું મન છે. માટે બતાવતા જાઓ અને કહેતા જાઓ તો સારું.

પૂરક—બહુ સારું ચાલો, આ સામેથી શરૂ કરીએ. એમ કહી માંહેથી તાપીપર જવાના દરવાજાની જોડે કાચી જેલ છે, તેની પાસે જઇ ઉભા, અને કહ્યું આ **કાચી જેલ** છે. એમાં જે ગુનેહગારનાપર કામ ચાલતું હોય, તેવાઓને કેસ પૂરો થતાં સુધી એમાં રાખે છે. કેસ પૂરો થઇ સજા થયા પછી **પાકી જેલ** જે અઠવા દરવાજા આગળ છે, ત્યાં મોકલવામાં આવે છે. એના ઉપર સિપાઇના પહેરા રહે છે. તેઓ કોઇને મળવા કે વાત કરવા દેતા નથી. એની ઉપર જીલ્લાના મુખ્ય અમલદાર **કલેકટર સાહેબની ઑફીસ** છે. એમનું કામ તાલુકાના મામલતદારો જે ઉપજ મોકલે તે ભેગી કરવાનું તથા ન્યાય આપવાનું છે. * એમના તાબામાં ત્રણ ચાર આસિસ્ટંટ કલેકટરો છે. જેમાંથી એક હજુર (જીલ્લાના મુખ્ય સ્થળ) માં રહી શહેરના ફોજદારી ફેંસલાઓ ચૂકવે છે. એને **સિટિ મૅજીસ્ટ્રેટ કે ડેપ્યુટી કલેકટર** પણ કહે છે. તેમની ઑફીસ આ નૈઋત્ય કોણમાં છે. બીજા એક હજુર ડેપ્યુટી કલેકટર દક્ષિણ બાજુએ ત્રિજોરીનું અને હિસાબી ખાતાનું કામ કરે છે. ઉપજ

---

* સુરત જીલ્લાને લગતાં સચીન, વાંસદા, ને ધરમપુર એવાં ત્રણ દેશી રાજ્યો છે, તે ઉપર કલેકટર સાહેબની દેખરેખ છે; તેથી તેઓ પોલિટીકલ એજંટ પણ કહેવાય છે. વળી મ્યુનિસિપાલિટીના એઓ પ્રેસિડંટ છે.

ઉપર વેરો લેવાનું કામ પણ એમના હાથમાં છે. તેથી એમને **ઇનકમ-ટેક્ષ કલેકટર** પણ કહે છે. બાકીના બે આસિ. કલેકટરો જીલ્લામાં ફરીને લોકોના ફેંસલા ચૂકવે છે. એઓ આઠ મહિના જીલ્લામાં ફરે છે; અને ચોમાસાના ચાર મહિના શહેરમાં આવે છે. એમને **ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટરો** કહે છે.

જીલ્લો મોટો કે નાનો હોય તેમ આસિ. કલેકટરો વધારે કે ઓછા રાખવામાં આવે છે; કલેકટર સાહેબનો પગાર દર માસે ૧૮૦૦થી ૨૫૦૦ રૂપિઆ સુધી, તથા આસિ૦ કલેકટરોનો પગાર દર માસે ૫૦૦થી ૮૦૦ રૂપિઆ સુધીનો હોય છે. ઘણું કરીને આ હોદ્દાપર યુરોપિયન અમલદારજ હોય છે.

**દફતરખાનું**. જુઓ આ દફતરખાનું છે. એમાં જે કારકુન છે, તેને **દફતરદાર** કહે છે. એ જીલ્લાના દરેક તાલુકાના દફતર જુદાં જુદાં ગોઠવી રાખે છે. દફતરમાંથી જુનાં દાખલાઓ શોધી કાઢવાનું કામ એ કરે છે. કલેકટરના પહેલા કારકુનને **ચીટનીસ** કહે છે. તે તાલુકાના મામલતદારના જેટલી પાયરીનો માણસ હોય છે. ઘણી ખરીવાર ચીટનીસમાંથીજ મામલતદાર બને છે. આસિ૦ કલેકટરોના પહેલા કારકુનને **સીરેસ્તદાર** કહે છે.

**મામલતદાર અને મહાલકરી**. આ સામે ચોર્યાશી તાલુકાના મામલતદાર સાહેબની કચેરી (મુકામ, ઑફીસ) છે. એઓ તાલુકાના દરેક ગામનું મહેસુલ (જમીનનો કર) ગામના **પટેલ તલાટી** મારફતે વસુલ કરે છે. તથા જમીન સંબંધીની કે કંઇ બીજી તકરાર હોય, તેનો ચુકાદો (ન્યાય) આપે છે. એમને અમુક હદ સુધીનોજ ઇન્સાફ કરવાનો હક હોય છે; તેથી કેટલાંક મોટાં કામો વિભાગના આસિ. કલેકટર સાહેબ તરફ મોકલે છે. તેમને પણ અમુક હદ સુધી ન્યાય આપવાનો હક હોય છે; તેથી તેમને પણ કેટલાંક કામો કલેકટર સાહેબને મોકલવાં પડે છે. ફેંસલા બે જાતના છે. જમીન કે પૈસાની લેણદેણ સંબંધી તકરારના ચુકાદાને **દિવાની ફેંસલા** કહે છે; અને મારા મારી, ધાડ, ચોરી, ખૂન, આપઘાત, વગેરેના ચુકાદાને **ફોજદારી ફેંસલા** કહે છે. તાલુકામાં એવા ગુન્હા પકડવાને એકેક **ફોજદાર** રહે છે; તેમના તાબામાં તાલુકાના પ્ર-

માણુમાં વધતા ઓછા સિપાઇ આપેલા હોય છે. તેમનું કામ ગુનેહા પકડી લાવી મામલતદારને રજુ કરવાનું છે. મામલતદારના પહેલા કારકુનને **અવલ કારકુન** કહે છે. મામલતદાર બહાર ગામ હોય, અથવા રજાપર હોય, ત્યારે તમામ કામ તેઓ કરે છે. અવલ કારકુન, મામલતદાર, અને કલેક્ટર એમને પોતાના કામ ઉપરાંત ન્યાય આપવાની સત્તા છે; માટે તેઓ **મેજીસ્ટ્રેટ** પણ કહેવાય છે. તાલુકો મોટો હોય તો તેના એક કે બે ભાગ પાડે છે; તેને **મહાલ** કહે છે. ત્યાં રહેતા અમલદારને **મહાલકરી** કહે છે. એની સત્તા મામલતદાર કરતાં ઓછી હોતી નથી. મામલતદાર કે મહાલકરીને ૧૨૫થી ૨૦૦ રૂપિઆ સુધીનો પગાર મળે છે.

**રજીસ્ટ્રાર ઑફીસ.** આ કિલ્લાની પૂર્વ બાજુએ રજીસ્ટ્રાર ઓફિસ છે. એમાં લોકોના ખત કે દસ્તાવેજો નોંધવાનું કામ ચાલે છે. આ **જીલ્લા રજીસ્ટ્રાર ઑફીસ** છે. એનાપર કલેક્ટર સાહેબની દેખરેખ રહે છે. તાલુકાના મુખ્ય ગામોમાં પણ એના તાબાની **સબ રજીસ્ટ્રાર ઑફીસ** રહે છે. તે ઉપર મામલતદાર દેખરેખ રાખે છે. એના અમલદારો **રજીસ્ટ્રાર** અને **સબરજીસ્ટ્રારને** નામે ઓળખાય છે. દસ્તાવેજો નોંધવાની ફી આવે છે, તેમજ સ્ટાંપના કાગળો ને ટીકીટો વેચાય છે; તેમાંથી એમના પગાર અપાય છે. એમાં સરકારને એક પાઇ પણ ત્રિજોરીમાંથી આપવી પડતી નથી. ઉલટો દર વર્ષે ઘણો નફો પડે છે. લોકોને આથી ઘણો ફાયદો છે. તે એક દસ્તાવેજ રજીસ્ટરમાં નોંધેલો હોય તો તે જતો રહેવાથી બીજી નકલ મળે છે. તેમજ દસ્તાવેજ કાયદા પ્રમાણે થયો છે કે ગેરકાયદે, તે પણ જણાઇ આવે છે. ગેરકાયદે થયેલા દસ્તાવેજો નોંધતા નથી.

**ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની ઑફીસ.** આ ઑફીસની દક્ષિણ દિશાતરફ કેળવણી ખાતાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફીસ છે. એમને દર માસે રૂ. ૨૫૦ પગાર મળે છે. નાના જીલ્લામાં એથી ઓછો પગાર પણ હોય છે. એમના હાથ નીચે ત્રણ કે ચાર આસિસ્ટંટ ડેપ્યુટીઓ હોય છે. તેમનો પગાર ૭૦ થી ૧૦૦ સુધી હોય છે. એઓનું કામ જીલ્લાની શાળાઓપર દેખરેખ રાખવાનું, પરીક્ષા લેવાનું, તથા નિશાળના

મહેતાજીઓને શિક્ષણ આપી બતાવી સુધારવાનું છે. મ્યુનિસિપાલિટીની તમામ નિશાળોની પરીક્ષા એઓજ કરે છે.

**ફોજદાર.** પ્રેક્ષકલાલ–ચાલો, હવે બહુ જોયું. આપણે કિલ્લા બહાર નીકળીએ. એમ કહી બંનો આગળ ચાલ્યા. માંહેનો દરવાજો છોડી બન્ને બે ભીંતની વચમાંની ગલીમાં આવ્યા તો બહારની દીવાલના દરવાજાને મથાળે એક બંગલીમાં હથિયારબંધ માણસો જોયાં. તે તરફ નજર કરી, પૂરકલાલે કહ્યું. પ્રેક્ષકલાલ, આ ચોર્યાસી તાલુકાના **ફોજદાર સાહેબની** કચેરી છે. એમનું કામ તાલુકામાંથી ગુન્હા પકડી લાવી રજુ કરવાનું છે.

**કાટલાં છાપવાની જગ્યા.** લુહાર કાટલાં, ગજ, વગેરે છાપતો હતો તે બતાવ્યું, અને કહ્યું કે જેમના કાટલાં, માપ, ગજ વગેરેપર છાપ ન હોય તેને સરકાર દંડે છે, માટે અહીં બધા છપાવવા આવે છે. આથી કોઇ વેપારી વધતું ઓછું માપ રાખી શકતો નથી. આ **લુહાર** સરકારનો પગારદાર નોકર છે. તે ધારા મુજબ પૈસા લઇ કાટલાં વગેરેપર **છાપ** મારી આપે છે. છાપ મારવા પહેલાં ખરાં કાંટલાં કે માપ જોડે સરખાવી જુએ છે. વધતાં ઓછાં હોય તો બરાબર કરીને છાપ મારે છે.

**કસ્ટમ ઑફીસ.** આ જોઇ ગલી માર્ગે આગળ ચાલતાં કસ્ટમ ઑફીસ (ફૂરજા) ની જગા આવી. ત્યાં પૂરકલાલે ઉભા રહી કહ્યું, આ **કસ્ટમ ઑફીસ** છે. એના વડા અમલદારને **કસ્ટમ કલેક્ટર** કહે છે; અને તેના પહેલાં કારકુનને **સેર કારકુન** કહે છે. એ ઑફીસમાં વહાણ તથા દરિયા સંબંધીના કામો થાય છે. કોઇ વહાણ માલ ભરી બીજે ગામ કે દેશથી આવે; અથવા કોઇ અહીંઆથી માલ ભરી બીજે સ્થળે જાયતો એમને પ્રથમ ખબર આપવી પડે છે. એ રજા આપેતોજ વહાણ ઉપડી શકે છે. આ રજા ચિઠ્ઠીને **સતમી** કહે છે; અને આ ખાતાને **કસ્ટમખાતું** કહેછે. એની ઉપજ સરકારને બહુજ છે. દરીઆના પાણીનું મીઠું પકવી વેચવાનું કામ પણ એ ખાતા મારફતેજ થાય છે. તથા બીજા કોઇ છુપી રીતે મીઠું ન પકવે તેની પૂરતી દેખરેખ રાખે છે. આટલી વાતચીત થયા પછી કીલ્લાની નૈરૂત્ય ખુણની બારીમાંથી નીકળી ખાડી ઉપરના પાટીઆના નાના

પૂલ પર ઉભા રહી. પૂરકલાલે કહ્યુ પ્રેક્ષકલાલ, જોયો આ કિલ્લો! એનો આકાર લગભગ ચોખૂણુ છે; પણ સમચોરસ નથી. એ ઇ૦ સ૦ ૧૫૧૫માં **મુજફ્ફરશાહ** બાદશાહે ફીરંગીઓના જુલમથી પ્રથમ કાચો બંધાવ્યો હતો; ને ઇ૦ સ૦ ૧૫૪૩માં **મહમદશાહ બીજા**એ પાકો કરાવ્યો હતો. પ્રથમ આ બુરજ પર મુગલ સરકારનો વાવટો ઉડતો હતો. પાછળથી એ બુરજપર અંગ્રેજ સરકારનો, અને અગ્નિ ખૂણાના બુરજપર મુગલ સરકારનો મળી બે વાવટા ઉડતા હતા. હાલમાં અંગ્રેજ સરકારનો વાવટો પણ ખાસ પ્રસંગેજ જોવામાં આવે છે.



## ડક્કો.

પૂરક—આ લાકડાનો પૂલ છે. એ વહાણુમાંથી માલ ઉતારવા ચઢાવવા માટે બાંધ્યો છે. જ્યારે તાપી નદી ઊંડી હતી, ત્યારે રાંદેરના નવાયતાના જહાજો અહીંઆં આવી ઉભાં રહેતાં. તે વખતે બંદર * ઉપર ૧૦૦૦થી ૧૨૦૦ ટનના વહાણો આવી શકતાં; અને વેપાર ધમધોકારે ચાલતો. એ વખતે સુરતના બજારમાં **રોજ ૨૦ લાખની** ઉથલ પાથલ થતી હતી. ફક્ત આ ફુરજાની (કસ્ટમ ઑફીસની) વાર્ષિક પેદાશ **૭ લાખની** હતી, તે ઉપરાંત જકાત, ભાડા વગેરેમાં **૧૩ લાખ** ઉપજતા. સુરત તાબાનાં બીજાં પરગણાંની ઉપજ પણ **૨૦ લાખની** હતી. આવા જાહોજલાલીના સમયમાં આવો ડક્કો કંઈ ચાલી શકે નહિ. જેના ઉપર આપણે ઉભા રહેલા છીએ તે નવો બંધાવેલો છે. પહેલાંનો ડક્કો ઘણો મજબૂત અને આખા બંદર જેવડો (કિલ્લાથી માંડીને છેક બાદશાહી ભાગોળ સુધીની ખાડી લગીનો લાંબો) હતો; તે ઉપરાંત નદીના મધ્ય

* બંદર–વહાણ કે આગબોટમાંથી માલ ચઢ ઉતર થતો હોય તેવી નદી કે દરિયા કિનારાની જગ્યા.

ભાગે પાણીમાં હોડીઓ તરતી રાખી, તે ઉપર પાટીઆં જડી લઇ **તરતો ડક્કો** મૂકવામાં આવ્યો હતો. પાછળથી આવા મોટા જુના ડક્કાની જરૂર ન હોવાથી મરામત થઈ નહિ, તેથી રેલમાં ભાગી તૂટી ગયો. આગળ આ બંદરમાં ચાલવાની કે ઉભા રહેવાની જગ્યા ભાગ્યેજ મળે, એટલી ધીચ વસ્તી રહેતી હતી. હલેસાં હલેસાંના ઉચ્ચારો ચોમેરથી ગાજી રહેતા! તેજ સુરતનું બંદર આવી શુન્યકાર હાલતમાં આજે આપણે જોઇએ છીએ! ચડતીની પાછળ પડતી આવે છે, તેમ સુરતનો સુરજ અસ્ત પામ્યો; અને મુંબઇ બંદરનો સૂર્ય ઉદય થયો! એ ઇશ્વરની ગહન ગતિ છે! નદી પુરાઇ ગઇને જહાજો આવતાં અટકી પડયાં. જ્યારે વેપાર ધમધોકારે ચાલતો હતો, ત્યારે સીસું, લોઢું, અને લોઢાંનો તૈયાર સામાન, ઇંગ્લાંડથી; બીલોરી સામાન અને રેશમ ચીનથી; મસાલા વગેરે સુનાત્રાથી; તાંબુ, મોતી, ગલીચા, મેવા વગેરે ઇરાનથી; અત્તર વગેરે અરબસ્તાનથી; આ પ્રમાણે **પરદેશી માલ અહીં આવી ઉતરતો.** તેના બદલામાં શહેરમાંથી તરેહ તરેહવાર સુતરાઉ કાપડ, કિનખાબ, મશરૂ, એલાયચો, કિનારી, કસબ, કારચોબ, લપ્પો ગળી, સુરોખાર, કાશ્મિરીશાલ, મસાલો, હીરા, મોતી, જડાવ અને મિનાકારી દાગીના, અનાજ સુખડીઆનો સામાન વગેરે **માલ બીજે દેશ જતો હતો.** હતો. દેશમાં વેપાર એજ ખરો રોજગાર છે, ને આબાદાની પણ એનાથીજ થાય છે. હાલ સુરત સર્વ વાતે નિસ્તેજ બની ગયું છે. બુદ્ધિવાન નરોતો ઘણા છે, પણ કુદરતી સવડતાની માત્ર ખામી છે. આ સાંભળી પ્રેક્ષકલાલ ઘણો દીલગીર થઇ ગયો, અને બોલ્યો. ચાલો ભાઇ! હવે આ ઉપર જઇ બાગ જેવું દેખાય છે તેમાં બેસીએ. તમારી વાત સાંભળી હું ઘણો નિરાશને ઉદાશ થઇ ગયોછું. અને મારામાં ચાલવાની પણ હામ રહી નથી.



## વિકટોરિયા ( ગાર્ડન ) બાગ.

પૂરક—ચાલો ત્યારે જઇએ. એમ કહી ગયા, ને બાગની નદી તરફની

છોબંધ પાળપર હવા ખાતા બેઠા. પૂરબલાલે કહ્યું આમાં ઉદાસ થવાનું કારણ નથી. ચડતી પાછળ જેમ પડતી આવે છે, તેમ પડતી પાછળ ચડતી પણ ડોકીઆંજ કરતી હશે. માટે **સમજુ માણસે ચડતીમાં બહુ ખુશ થવાની કે પડતીમાં બહુ દીલગીર થવાની જરૂર નથી.** જુઓ, શહેરમાં આ મોટામાં મોટો બાગ છે. એ બાગ **આપણા માયાળુ રાજમાતા વિક્ટોરીઆના** નામથી ઓળખાય છે. એનો આકાર લગભગ ત્રિકોણ જેવો છે. આપણે જોતા જોતા ચાલો. આ પશ્ચિમ તરફની બાજુ છે, પૂર્વ બાજુએ પેલી ગાડીઓ અને માણસો જાય છે, તે ધોરી રસ્તો છે. ઉત્તર દિશા તરફ ત્રીજી બાજુ (પાયો) છે. એમાં આંબા, સોપારી, નાળીએરી, બદામ, જામફળી, લીંબોઇ વગેરે ફળાઉ ઝાડો; તથા ગુલાબ, મોગરા, ચંપા, ચંપેલી, જુઇ, ગલગોટા, વગેરે ફુલના ઝાડો પુષ્કળ છે. માંહે ક્યારાઓ પણ જુદા જુદા વિચિત્ર આકારના બનાવ્યા છે. જુઓ તો ખરા! દરેક ક્યારાની વાડ કેવી જુદી જુદી રીતે શણગારી છે! વચમાં વચમાં બેઠકો માટે ગોળાકાર જગ્યાઓ રાખી ફરતી બેસવાની પાટલીઓ કેવી ગોઠવી છે! લીલીચાર વાળાં ત્રણ મેદાનો છે, તેમાં છોકરાઓ કેવા દોડે છે, તથા ગુલાંટો ખાય છે! આજે બાગમાં માણસો હમેશના કરતાં વધારે છે તેનું કારણ **કિલ્લાના મેદાનમાં શનીવારનો મેળો** છે. અમદાવાદમાં જેમ દર શુક્રવારે મેળો ભરાય છે, તેમ સુરતમાં દર શનીવારે ભરાય છે. આ વચમાંના ગોળ ચક્કરમાં મેળાને દિવસે શેઠ સાહુકારો તરફથી વાજું વગડાવવામાં આવતું હતું, પણ હાલ તે બંધ પડયું છે. આ દિવસે બાગમાં પરચુરણ ખાવાનું વેચવાવાળાની સારી કમાઈ થાય છે. બાગના રક્ષણ માટે અહીં એક માળી રહેછે, તેને મહીને રૂા. ૨૦, તથા એક કારકુનને રૂા૦ ૧૦ મળી બે નોકર જાથુ રહે છે. એ ઉપરાંત દરરોજ જોઇતાં મજુરો રખાય છે. દર મહિને બધો મળી ૧૦૦થી ૧૨૫નો ખર્ચ મ્યુનિસિપાલિટી તરફથી થાય છે; પણ ફૂલ, પાન, ફળ, વગેરેના વેચાણના પૈસા પેદા થાય છે, તેથી આવક અને ખર્ચ લગભગ બરાબર થઇ રહે છે. જુઓ ફુવારાઓ કેવી જુદી જુદી રીતે ઉડે છે! આગળ માત્ર બેજ હતા, હાલમાં ૪-૫ છે. એ પાણી ઉંચે

શા માટે ઉડતું હશે ?

પ્રેક્ષકલાલ—વરાછાની ટાંકીઉંચી જગ્યાએ છે માટે. આમ વાતચીત કરતા કરતા બંને મેળાની જગ્યાએ આવ્યા, અને ત્યાં નવા કરતાં જુના માલનું વધુ વેચાણ થતું જોઇ પ્રેક્ષકલાલે પૂછ્યું. ભાઇ પૂરકલાલ, અહીંઆં નવા માલની દુકાન કરતાં જુના માલની વધારે કેમ જણાય છે ?

પૂરકલાલ—હા, એમજ છે. કેટલાક શ્રીમંતોને ત્યાં વધારાનો જુનો માલ અટવાઇ જતો હોય, અને ગરીબોને તે નવા તરીકે ખપમાં આવે એવો હોય, પણ તે વેચવા કોણ જાય ! શ્રીમંતોને શરમ આવે, અને ગરીબોથી પૂછવા પણ કેમ જવાય ! તેથી આ શહેરના એક **હિતેચ્છુ પારસી ગૃહસ્થ આદરજી જીવણજી પેન્સનર ડેપ્યુટી કલેકટર** છે તેમની સલાહ મુજબ તે વખતના જીલ્લા કલેકટર **ડબ્લ્યુ. જે. વ્હાઇટ સાહેબે** ઇ૦ સ૦ ૧૮૮૩-૮૪માં આ બજાર ઉઘાડવા પરવાનગી આપી હતી. ત્યારથી ઘણું ઉપયોગી કામ થાય છે. એમાં આ ઘોડા, ગાડી, એક્કા, બળદ, ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, કોચ, પલંગ, ખુરસી, પારણાં, ઘોડીઆં, કબાટો વગેરે તમામ ચીજો વેચાવા આવે છે, અને વેચાઇ જાય છે. જુના ભેગો નવો માલ પણ વેચાય છે.

પ્રેક્ષકલાલ—આ સામે મોટું મકાન શાનું છે ? એ વિષે કંઇ જાણવા જેવું છે કે ?

---

## ગવર્નમેન્ટ (સરકારી) હાઇસ્કુલ.

પૂરકલાલ—એ **સરકારી હાઇસ્કુલને** નામે ઓળખાય છે. એમાં આ શહેરના અને જીલ્લાના ઘણાં ખરાં ગામોના વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણે છે. એમાં ૪થાથી ૭મા ધોરણ સુધીનો અભ્યાસ ચાલે છે. માટે એ હાઇ ( ચઢતા દરજ્જાનો અભ્યાસ કરાવનારી ) સ્કુલ કહેવાય છે. એના તાબાની એક **બ્રાંચ** ( શાખા ) **સ્કુલ** શહેરની વચમાં છે.

તે આત્મારામ ભુખણના ડેલા (તબેલા)માં છે. તેમાં પ્રાઇમિર (બાળપોથી) થી ૩જા ધોરણ સુધીનો અભ્યાસ ચાલે છે. એ સરકારી **મિડલ સ્કુલ** ણુપ કહેવાય છે. એ સ્કુલમાં ભણી રહ્યા પછી વિદ્યાર્થીઓ આ મોટા મકાનમાં ભણવાને દાખલ થાય છે. આ સ્કુલનું મકાન બાંધવામાં **સર સોરાબજી જમસેદજી જીજીભાઈ પહેલા બારોનેટે** પૈસાની સારી મદદ આપી હતી, તેથી આ મકાન **સર જમસેદજી જીજીભાઇ હાઇ સ્કુલ**ને નામે ઓળખાય છે. એ મકાન ઇ૦ સ૦ ૧૮૭૨માં બંધાવ્યું હતું, અને કુલ ૮૬,૧૯૮ રૂપિઆ ખર્ચ થયો હતો, તેમાં ૩૮,૫૦૦ સર જમસેદજીએ ૩૫,૬૨૫ સરકારે, તથા ૧૨,૦૭૩ રૂપીઆ લોકલફંડે ( ખેડુતોનાં ફંડે ) આપ્યા હતા. આ મકાનમાં વચોવચ એક મોટો હૉલ ( ઓરડો ) છે તેમાં સર જમસેદજી બારોનેટનું **બાવલું** ઉંચી બેઠકપર ગોઠવેલું છે. મોટા હૉલની બે બાજુએ માળપર જવાના બે મિનારા છે; તથા ઉત્તર દક્ષિણ બાજુએ નીચેના ભાગમાં નાના આઠ ઓરડાઓ છે. થોડાં વરસ પર (ઇ૦ સ૦ ૧૮૮૬માં) જ્યારે **તલાટી સાહેબ** આ સ્કુલમાં હેડ માસ્તર હતા, તેમના વખતમાં તમામ વિદ્યાર્થીઓને એક ઓરડામાં બેસાડી લેકચરો (ભાષણો) આપી શકાય, તથા રસાયન જેવા વિષયોના પ્રયોગો કરી બતાવાય માટે દક્ષિણ બાજુએ આ એક મોટો ઓરડો તૈયાર કરાવ્યો છે. તેમાં ગ્યાલરીઓ પણ જડી લીધેલી છે. તલાટી સાહેબ તનની કેળવણીના ઘણા શોખીન હતા, તથા મન અને નિતિની કેળવણી જોડે તનની કેળવણી ન મળવાથી ઘણાં માઠાં પરિણામો આવે છે, એમ સમજી તે ઉપર ઘણું ધ્યાન આપતા હતા. તેથી આ કટેરાની અંદરના મેદાનમાં જાતે ઉભા રહી **બૅાલબૅટ** રમાડતા. વળી પાણીમાં તરતાં શીખવાની દરેકને જરૂર છે, એમ તેમનું સમજવું હતું. તેથી આ **જુનું મકાન** અને **નવા લેકચર હૉલની** વચમાંની જગ્યામાં એક **કુંડ** તૈયાર કરાવ્યો છે, તેમાં તરતાં શીખવાની કસરત કરાવતા. એમના પછી **ગીબી સાહેબ** થયા તેમને પણ શરીર કેળવણીપર એટલોજ શોખ હતો માટે તેઓ પણ ઘણીખરી વાર વિદ્યાર્થીઓ સાથે જાતે રમતા હતા. આ નવો હૉલ

બાંધવામાં કુલ્લ ૧૧,૭૩૪ રૂપિઆ ખર્ચ થયો હતો. તેમાં રૂપિઆ ૫૮૬૭ આ શહેરના **નામિચા ગૃહસ્થ ડાહ્યાભાઈ તાપીદાસે** આપ્યા હતા, અને બાકીના ૫,૮૬૭ **સરકારે** આપ્યા હતા. અંગ્રેજી કે ગુજરાતી દરેક નિશાળોમાં શરીર કેળવણી પાછળ સારૂં લક્ષ આપવામાં આવે, તો હાલમાં ડીગ્રી મેળવેલા ઘણા જુવાનો રોગના ભોગ થાય છે, તે ઓછા થશે એમાં શક નથી.

પ્રેક્ષક—આ સ્કુલની પાસે આ બે ત્રણ નાની નાની બંગલીઓ જેવાં મકાનો છે, એ શું ઉપયોગી છે ?

પૂરક—ઉત્તર તરફથી પેસતાં મકાનની સંભાળ રાખનાર સિપાઈને રહેવાની કોટડી છે. તથા પૂર્વ તરફ બે છે, તેમાંનું એક પાયખાનું (જાજરૂ), તથા બીજી પાણીની ઓરડી છે.



## પબ્લિક જીમ્નેશિયમ.

### (જાહેર કસરતશાળા.)

આ સડકની દક્ષિણ બાજુ જે બંગલો ફરતેથી ખુલ્લો જેવો જણાય છે, તે જાહેર કસરતશાળા છે. એ કસરતશાળામાં **બે શિક્ષક** છે. તેમાંનો એક હાઇસ્કુલ માટે છે, તેનો પગાર સરકાર આપે છે; તે હાઇસ્કુલના વિદ્યાર્થિઓને **ડ્રિલ** અને **કસરત** કરાવે છે. બીજો મ્યુનિસિપાલિટી તરફથી કસરત શિક્ષકરાખેલો છે; તે શહેરની બીજી તમામ અંગ્રેજી ગુજરાતી નિશાળના વિદ્યાર્થીઓ આવે તેને શીખવે છે.એ ઉપર મ્યુનિસિપાલિટીની સ્કુલકમિટી દેખરેખ રાખે છે. આ શાળામાં કસરત અને ડ્રિલના તમામ સાહિત્યો રાખવામાં આવેલાં છે. તેમાં ડંબેલ્સ, મગદળ, પાવડાં, દોરડું હિંચકો, પાટીઉં, હોરીજંટલ બાર્સ, પેરેલ્લ બાર્સ, મલખંભ વગેરે મુખ્ય છે.

# બીજી અંગ્રેજી સ્કુલો.



સરકારી હાઇસ્કુલ અને મિડલસ્કુલ (બ્રાંચ સ્કુલ) સિવાય આ શહેરમાં **બીજી ચાર હાઇસ્કુલો** છે. તેમાંની એક **ધી ઇંગ્લિશ હાઇસ્કુલ** (રા. ચૂનીલાલ ઘેલાભાઇ શાહની) અહીંથી બજારમાં જતાં જમણે હાથે છે, એમાં ૩૫૦-૪૦૦ છોકરા અભ્યાસ કરે છે. આ સ્કુલમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને મદદ આપવા વગેરે સારૂ આ શહેરના સખી ગૃહસ્થ **શેઠ મોરારભાઈ વિજભુખણદાસ**ના વારસોએ રા૦ ૩૦૦૦૦ અનામત રાખવા આપ્યા છે. તેના વ્યાજમાંથી હેડમાસ્તર સાહેબ ઉપરનું કામ કરશે. વળી દર વર્ષે બનારસ સેંટ્રલ હિંદુ કૉલેજ તરફથી આ શહેરના વિદ્યાર્થીઓની ધર્મજ્ઞાનની પરીક્ષા આ સ્કુલમાં લેવાય છે. બીજી **યુનિયન હાઇસ્કુલ** (રા. રણછોડદાસ મહેતાની) કણપીઠમાં છકકા પીરની સામે છે તેમાં આસરે ૨૫૦-૩૦૦ છોકરા. છે ત્રીજી **મિશન હાઇસ્કુલ** એ નદી કિનારે મુલ્લાં ખડકીના ઓવારા ઉપર આવી છે. આ સ્કુલમાં હેડ માસ્તર તરીકે હાલ **બોઝ સાહેબ** નામે એક વિદ્વાન ગૃહસ્થની નિમણુંક થઈ છે. એ સ્કુલના **માસ્તર રા. મંચેરશા પાલનજી કેકોબાદ** જાતે પારસી છતાં ગુજરાતી ભાષાનું ઘણું સારૂં જ્ઞાન ધરાવે છે, તથા અંગ્રેજી, ગુજરાતી શિક્ષણ આપવામાં બુદ્ધિવાન ગણાય છે. આ શહેરના કેટલાક મોટા અને પ્રતિષ્ઠિત ગણાતા પુરૂષો આ માસ્તર સાહેબના શિષ્યો છે. વળી ગણિતનું સારૂં જ્ઞાન ધરાવનાર શિક્ષક મગનલાલ નવલચંદ લાકડાવાળા આ સ્કુલમાંજ છે. **ચોથી સર જમસેદજી જીજીભાઈ ઇંગ્લિશ સ્કુલ** છે, એ સ્કુલના હેડ માસ્તર રા. લલીતાશંકર વ્યાસ પોતાની કાવ્ય શક્તિ માટે શહેરમાં નામિચા છે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ સરકારી હાઇસ્કુલની પરિક્ષા માટે વરસમાં એકવાર અત્રે પધારે છે, ત્યારે આ ચારે સ્કુલોની પણ મુલાકાત લે છે. આ સ્કુલોમાં પ્રાઇમરથી ૭મા ધોરણ સુધીનો અભ્યાશ કરાવવામાં આવે છે.

# મુંબઇ બેંક.



પ્રેક્ષકલાલ—પૂર્વ દિશાએ આ ખાડીની લગોલગ શાનું મકાન છે? એમાં હથીઆર બંધ પોલીસના માણસો પણ જણાય છે. કોઇ સરકારી મકાનજ હશે.

પૂરકલાલ—એ **યૂરોપિયન સાહુકારોની કંપની તરફની દુકાન** (પેઢી) છે. તેઓ નાણા વ્યાજે આપવા લેવાનો ધંધો કરે છે. આપણે ત્યાં જેમ **મોતીરામ નરશાઈ, ભરતીઆ** વગેરેની પેઢી (દુકાન) ચાલેછે, તેવી આ પેઢીજ છે. આપણા શહેરમાં દરેક પૈસાદાર જુદી જુદી ધીરધાર કરે છે, તેથી તે મોટી રકમની આપ લે કરી શકતા નથી. આ પૈસાદાર સાહુકારોની કંપની (મંડળી) છે, તેથી લોકોની થાપણ (અનામત રકમ) ગમે તેવી મોટી હોય તે વ્યાજે રાખેછે, અને જેને જોઇએ તેને ધીરે પણ છે. એની મોટી ઑફીસ **મુંબઈ**માં છે. જે જગ્યાએ નાણાં રહેતાં હોય તેને અંગ્રેજીમાં **બેંક** કહે છે. તેથી એ પેઢી **મુંબઇ બેંક**ના નામથી ઓળખાય છે. અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં એ બેંકની શાખાઓ છે. એમને બીજી બેંકો સાથે આપ લેનો વ્યવહાર છે, તેથી **હુંડી** પણ આપી શકે છે. એની હુંડીને **ચેક** કહે છે. સરકાર પોતાની તિજોરીના પૈસા આ બેંકમાંજ રાખે છે. તેથી તે સચવાય છે, અને નફો મળે છે. મ્યુનિ. તિજોરીનાં નાણાં પણ આ બેંકમાં રહે છે. આ કંપની લોકો પાસે વ્યાજે નાણાં માગવા જતી નથી. પણ સો સો, પાંચ પાંચસો કે હજારના **શેર** (ભાગ) કાઢે છે. તેના ભાવ પડે છે, તે પ્રમાણે લોકો કોઇ પાસે વેચાતા લેછે; અથવા તો બેંકમાંથી વેચાતા લઈ લેછે. એના રક્ષણ માટે સિપાઇઓ રહે છે, તેનો પગાર આ પેઢીવાળા સરકારને ભરે છે. તેથી સિપાઇઓ એમની નોકરી કરે છે. આપણને જો એવી રીતે સિપાઇની જરૂર હોય, તો સરકાર આપે છે. અગાઉ આ મકાનમાં **ઍંડ્રુસ લાયબ્રેરી** હતી, તે ૧૮૫૦માં સ્થાપન થઇ હતી. એના સ્થાપનાર **ઍંડ્રુસ સાહેબ** નામે આ-

જીલ્લાના **માજી કલેકટર** હતા. એંકની પૂર્વ બાજુએ **મોરબી થિયેટર** છે, તે આ રહ્યું. જે વિષે આગળ તમને મેં જણાવ્યું હતું. હજી આ એંકવાળું મકાન **અબ્દુલ્લા બેગની હવેલીના** નામે, તથા જોડેની ખાડી **અબ્દુલ્લા બેગની ખાડીને નામે** ઓળખાય છે. એમાં આગળ ઉપર **દેશી મિત્ર પ્રેસ** હતો.

---

## હુન્નર શાળા.

નાટકશાળાની પૂર્વ દિશાએ કંઈ અવાજ થતો સંભળાયો, તેથી પ્રેક્ષકલાલે કહ્યું, આ અવાજ શાનો થાય છે, અને પેલાં લાલચોળ મકાનો સામસામે શાનાં દેખાય છે ?

પૂરકલાલ—એ **હુન્નરશાળાનાં મકાન** છે. એ શાળામાં **સુતારી, લુહારી, ચિત્રકામ, બીડ ઢાળવાનું, પિત્તળ ઢાળવાનું કામ** તથા ફિટીંગ વગેરે **હુન્નર** શિખવાય છે. દરેક વિદ્યાર્થીને ત્રણ વરસ રાખે છે, અને તેની લાયકાત પ્રમાણે **સ્કૉલર શીપ** પણ આપવામાં આવે છે. પહેલાં આ શાળાને લગતી એક અંગ્રેજી ગુજરાતી ભાષા શીખવવાની શાળા ચાલતી હતી, તેથી છોકરાઓને એમાં દાખલ થવાનું ઘણું સુગમ પડતું હતું, હાલમાં તે બંધ કરી છે, ને માત્ર હુન્નરની કેળવણીજ આપવામાં આવે છે. આ શાળામાં દરેક હુન્નર શીખવનાર જુદા જુદા પગારદાર શિક્ષકો છે; અને તે બધા ઉપર દેખરેખ રાખનાર એક **સુપરિન્ટેન્ડેન્ટ** છે. એને ઘણી સારી હાલતમાં લાવનાર **રા. હોરમસજી ફેરામજી દસ્તુર** હતા. પણ દૈવ યોગે તેઓ આ વર્ષે **ક્ષય રોગના** ભોગ થઇ પડી વડોદરે દવા કરવા ગયા હતા, ત્યાંજ દેવલોક પામ્યાં છે. (ખરેખર ! આ શાળાને એમની મોટી ખોટ જણાશે !) હાલમાં એમની જગાએ નવા સુપરિ.ની નિમણુંક થઇ છે. જુઓ હુન્નરશાળાની વચમાં થઇ આ રાજ માર્ગ **સોની ફળીઆમાં** જાય છે. જમણી બાજુના મકાનમાં સુતારી, ચિત્રને બીડ કે

પિત્તળ ઢાળવાનું કામ ચાલે છે, તથા ડાબી બાજુએ વરાળ યંત્રની મદદથી પિત્તળ કે લોઢાં ઉપર શીટીંગ કરવાનું કામ ચાલે છે. આ મકાનને **પારેખ હુન્નરશાળા** કહે છે. એ પણ **શેઠ ફરદુનજી સોરાબજી પારેખના** નામની યાદગીરી છે. સને ૧૯૦૧માં માજી કલેક્ટર **જે. ડબ્લ્યુ. વેર સાહેબ** ના વખતમાં એ તૈયાર થયું હતું. એને બંધાવવામાં કુલ ૩૦,૦૦૦ રૂપીઆ ખર્ચ થયો હતો. પારેખ સાહેબની છબિ આ મકાનમાં તથા પારેખ દવાખાનામાં છે. પારેખે જે રકમ આપી હતી, તે ઉપરાંત શહેરના ધનવાન લોકોએ પણ આ હુન્નરશાળા તૈયાર કરવામાં સારી રકમો ભરી છે. તેમનાં નામ રૂપિઆના આંકડા સાથે આરસપર કોતરાવી તે પત્થર મકાનમાં ચોંટાડેલો છે. આ શાળા ઉપર **મ્યુનિ.ની સ્કુલ કમિટી** દેખરેખ રાખે છે.



# પ્રેસ તથા ફીરંગીનું દેવળ.

પ્રેક્ષકલાલ—આ જોડે દેવળ જેવું મકાન કોનું છે?

પૂરક—પોર્ટુગીઝ (ફીરંગી) લોકો આ શહેરમાં આવ્યા હતા, તેમનું એ દેવળ હતું. હાલમાં એમાં છાપખાનું છે. એ છાપખાનામાં જઇને ચાલો આપણે જોઇએ. બંનો જણા અંદર જઇ જુએ છે, તો બીબાં ગોઠવનાર (કમ્પોઝીટરો) ઉંચી ટેબલોપર બેસીને ટપ ટપ અવાજ કરી રહ્યા છે, સામે ખાનાવાળાં ચોકઠાંમાં જુદાં જુદાં બીબાં ભરેલાં છે, તેમાંથી ચપ ચપ ઉપાડી બીજાં ચોકઠાંમાં ગોઠવ્યા જાય છે. આંખ સામેના કાગળપર રાખી કેવી ઝડપે તે તરફ જોયા વિના જોઇતોજ અક્ષર ઉપાડી લે છે! આ જોઈ પ્રેક્ષકલાલ નવાઈ પામ્યો. અને બોલ્યો ભાઇ પૂરકલાલ, કેવી તાજુબીની વાત છે કે આ અવળા અક્ષરનાં બીબાં તે પણ સમચોરસ ખાનામાં જોડે જોડે ભરેલાં છે. અને તેમાંથી જોયા વિના અક્ષરો કેવા ઉપાડી લે છે!

પૂરક—એમાં નવાઇ પામવાની જરૂર નથી. **મહાવરો દરેક કામને સહેલું કરે છે**, તેનો આ દાખલો યાદ રાખજો. આ છાપખાનામાં **એ-**

**ન્જીન** છે. જુઓ એ વરાળની મદદથી ચાલે છે અને છાપવાનું તમામ કામ પોતાની મેળે થાય છે. માત્ર એક માણસ કાગળ મુક્યા કરે છે, તે છપાઇને પોતાની મેળે બીજી બાજુ બહાર નીકળે છે. સંચાથી કામ કેવું સહેલું થઇ જાય છે! અને તેથી કેટલાં માણસો ઓછાં જોઇએ છે! તે તમને આથી જણાશે. આને અંગ્રેજીમાં **ઍન્જીન પ્રેસ** કહે છે. આ પ્રેસ સદરહુ છાપખાનાના માજી અને લોક પ્રિય મેનેજર **કાશીદાસ ભગવાનદાસ** લાવ્યા હતા. આ પ્રેસમાંથી દર **ગુરૂવારે** સવારમાં એક **વર્તમાન પત્ર** (ન્યુસ પેપર) નીકળે છે, તેથી બુધવારે તમામ કામ દીવા બાળીને રાત્રે કરવું પડે છે. ગુરૂવારને દિવસે તમામ નોકરોને રજા આપવામાં આવે છે. એ વર્તમાન પત્રનું નામ **દેશી મિત્ર છે.**

પ્રેક્ષક—હા એ મેં વ્વાંચ્યું છે. જેમાં હાસ્ય રસનો વિષય તથા જીવતા પ્રખ્યાત પુરૂષોના જીવન ચરિત્ર આવે છે તેજ કેની?

પૂરક—હા, તેજ. સુરત શહેરમાં એવાં ન્યુસપેપર ૫ નીકળે છે. રવિવારે **ગુજરાત દર્પણ તથા ગુજરાત મિત્ર,** સોમવારે **સુરત અખબાર,** બુધવારે **પ્રજા પોકાર** અને શનીવારે **સૂર્ય પ્રકાશ** મળી ચાર, અને પાંચમું **આ** છે. આ બધામાં ગુજરાત દર્પણ તથા દેશી મિત્ર સારી કલમે લખાતાં જણાય છે. પ્રેસના માલીકને **મેનેજર** અને પેપરના માલીકને **અધિપતી** કહેવાય છે. આા પ્રેસના માલીક અને દેશિ મીત્ર પેપરના અધિપ્રતી મી. **મગનલાલ કીકાભાઇ** છે. એમના પિતા **કીકાભાઇ પરભુદાસ** પણ આજ કામ માટે શહેરમાં પ્રખ્યાત હતા.

પ્રેક્ષકલાલ—સાંજ પડી ગઇ છે, અને આપણે પણ થાકી ગયા છીએ. માટે ચાલો, મોટે રસ્તે થઇ ઘેર જઇએ. રસ્તે ચાલતાં હાસ્પિતાલ આવી.



## હાસ્પિતાલ.

પૂરકલાલ—આ **મોટી હાસ્પિતાલ છે.** એ સઘળો વખત ખુલ્લીજ

રહે છે; કારણ કે એમાં સ્ત્રી અને પુરૂષ દરદીઓ દવા માટે રહે છે. જુઓ આ સામે દરવાજામાં પેસતાં **બાગ** બનાવ્યો છે; અને બાગની વચમાં **પુવારો** છે. મકાન ઘણું **ભવ્ય** તથા **ભયંકર** લાગે છે. મથાળે એક **મોટું ઘડીઆળ** ગોઠવેલું છે, તે ટાવરના ઘડીઆળની બરોબર વખત આપે છે. શહેરમાં આ બે ઘડીઆળો લોકોને ઘણા ઉપયોગી છે. એ ઉંચાને જાહેર જગ્યા પર હોવાથી રસ્તે ચાલતાં સર્વેને વખત જોવાનું બની શકે છે. આ ઇસ્પિતાલ ઇ૦ સ૦ ૧૮૬૩માં **કાવસજી જહાંગીરજી રેડીમનીએ** ૭૧૦૯૨ રૂપિઆ ખર્ચીને બંધાવી હતી. બાદ સરકારને સ્વાધિન કરી છે. એના ડાકટરને **સિવીલ સર્જન** કહે છે. એમના હાથ નીચે બે આસિસ્ટંટ, એક કલાર્ક તથા બે ત્રણ કમ્પાઉન્ડરો (દવા આપનાર) રહે છે. સરકારી નોકરોની બાબતમાં એમનો અભિપ્રાય વધુ વજનદાર ગણાય છે. અહીંઆં હરકોઇ માણસને **મફત દવા** આપવામાં આવે છે. તથા અહીં રહીને દવા કરાવવાની જેમની મરજી હોય, તેવા દરદીને આ ઇસ્પિતાલમાં રાખીને દવા કરે છે. ખાવાનું તથા લુગડાં પણ તેટલા વખતમાં અહીંથીજ પૂરાંપાડવામાં આવે છે. પ્લેગ કે કોલેરા જેવા ચેપી રોગના દરદીઓ માટે ઉત્તર બાજુએ આ જુદું મકાન બાંધ્યું છે. તથા વાઢકાપ કરવા માટે અગ્નિ ખૂણામાં જુદો ઓરડો તૈયાર કર્યો છે. એ ઓરડાની પશ્ચિમે જે બંગલો છે તેમાં **આસિસ્ટંટ ડાકટર** રાત્રે પણ રહે છે, તથા આ નાની ઓરડીઓમાં ઇસ્પિતાલના સિપાઇ, ચાકર, માળી વગેરે ને રહેવાની ગોઠવણ કરી છે. સિવીલ સર્જન સાહેબને શહેરમાં કોઇ તપાસ માટે લઇ જાય તો ૧૦ રૂપિઆ ફીના લેછે. તથા આસિસ્ટંટ ડાકટર રૂા. પાંચ ફી લઇને જાય છે. આ ઇસ્પિતાલ સુરત જીલ્લામાં મોટામાં મોટી છે. એમના તાબામાં આ જીલ્લામાં ૧૪ ડિસ્પેન્સરીઓ (દવાખાનાં) ચાલે છે. તે તમામનો હિસાબ અહીંઆં રહે છે. સિવીલ સર્જન સાહેબને તપાસ માટે વરસમાં એકાદવાર ત્યાં જવું પડે છે. એમનો પગાર ૭૦૦–૮૦૦ સુધીનો હોય છે આટલું જોઇ બંને જણા ઘેર ગયા, અને બીજે દિવસે રવિવાર હતો તેથી વહેલા ઉઠી સાત વાગ્યામાં પાછા કિલ્લાના મેદાનમાં આવી ઊભા રહ્યા.

પ્રેક્ષક—ચાલો આજે આપણે **ઉત્તર દિશા** તરફ ફરવા જઇએ. પૂરકલાલે કબુલ કર્યું, અને બંને આગળ ચાલ્યા. રસ્તે ચાલતાં જમણે હાથે એક પાટીઉં વાંચવામાં આવ્યું. તે જોઇ પૂછ્યું, કે આ વિષે શું જાણો છો ?

પૂરક—આ **નવાબી થિયેટર**ને નામે ઓળખાય છે તે. એ જગ્યાએ અગાઉના વખતમાં **ટંકશાળ** (સિક્કા પાડવાની જગ્યા) હતી, તેથી એને **જુની ટંકશાળવાળી નાટકશાળા** પણ કહે છે. એ વાંકાનેર નાટક કંપનીએ બંધાવેલી છે. એની સામે ડાબે હાથે આ શહેરની **પોલીસ ઑફીસ** છે. એમાં માત્ર ઘોડેશ્વાર પોલીસના માણસો રહે છે; તથા **શહેર ફોજદારની કચેરી** છે. આ મકાનમાં અસલ કસ્ટમ ઑફીસ હતી, તેથી હજી એ જગ્યા ફુરજાને નામે ઓળખાય છે. એનાથી દક્ષિણ બાજુએ **અંગ્રેજોનું દેવળ** છે, એમાં દર રવિવારે **સાહેબ લોકો** (અધીકારી વર્ગ) પ્રભુ પ્રાર્થના માટે ભેગા થાય છે.

પ્રેક્ષક—આ બે રસ્તા કયાં જાય છે ?

પૂરક—આ જમણા હાથનો ધોરી રસ્તો **ચોક બજારમાં** થઇ સીધો કતારગામ જાય છે, અને આ ડાબા હાથનો ગુજરી ઓવારા આગળ થઇ **બક્ષી મીર સદરૂદ્દીન ખાનના દરીયા મહેલ** આગળ થઇ એજ રસ્તાને મળી જાય છે. જુઓ આ **ગુજરી ઓવારો**, આ ઓવારા એ નદી કિનારે આવેલી ભાગોળજ છે. જુઓ એ જગ્યાએ (નબળી હાલતમાં) કોટ હજી કાયમ છે. પૂલની પાસે **રાજા ઓવારો**, અને તે પછી આ ગુજરી ઓવારો છે. આ ઓવારે નદીની માંહેના ભાગમાં જમણે હાથે એક મહાદેવનું દેવળ છે. ચાલો હવે આગળ ચાલીએ. જુઓ આ **બક્ષી સાહેબનો મહેલ** જે **દરીયા મહેલને** નામે ઓળખાય છે તે. એમ કહી ચાલતા ચાલતા ચોકબજારના રસ્તાપર આવ્યા. એટલે પૂરકલાલે કહ્યું. આ પૂર્વ તરફનો રસ્તો નાણાવટમાં થઇ સીધો લાલગેટ આગળ જાય છે. આગળના વખતમાં એજ **નાણાવટ**, નાણાના ઢગલાથી શોભી રહેતું; તેમાં આજે માત્ર બે સરાફ રહ્યા છે. તેઓ પણ કબુલ કરે છે કે અગાઉના વખત જોડે સરખાવતાં હમારી પેઢી કંઇ હિસાબમાં નથી.

# મ્યુનિસિપાલ હૉલ. (જુનું મુસાફર ખાનું.)

પ્રેક્ષકલાલ—આ મોટું અને શોભિતું મકાન શાનું છે ?

પૂરકલાલ—એ **મ્યુનિસિપાલિટી** (મ્યુનિસિપાલ ઑફીસ) છે. એ મકાન હાલમાં બંધાયું નથી, પણ ૨૭૦ વર્ષ ઉપર દિલ્હીના બાદશાહ **શાહજહાંના** વખતમાં **ઇસ્કબેગ યેજદીએ** મુસાફરોને રહેવા માટે બંધાવ્યું હતું. તેથી એ મકાન જુના મુસાફરખાનાને નામે ઓળખાય છે. એમાં હાલ શહેર સુધરાઇ ખાતાની કચેરી છે. આ ખાતું આ શહેરમાં ઇ૦ સ૦ ૧૮૫૨ની ૨૫મી મેથી શરૂ થયું હતું, પ્રેક્ષકલાલ, જુઓ તો ખરા એમાં કેવું મજબૂત કામ છે ! હમણા કોઈ માણસ મકાન બાંધે છે, તો થોડા વરસમાં ગાબડે ગાબડાં નીકળી જાય છે. છતાં આનો તો કાંકરો સરખો ખર્યો જણાતો નથી ! જુઓ આ માંહે પેસવાનો દરવાજો છે. પેસતાં ડાબે હાથે બંબા ખાતાના ઉપરીની ઑફીસ છે. નજીકમાં આ તારો દેખાય છે. એ **ટેલીફોન ઑફીસ** છે. એનો સંબંધ શહેરની દરેક બંબાગેંટ જોડે આ તારથી જોડેલો છે. આ તારમાં થઇને શબ્દે શબ્દ ગમે તે ભાષામાં બીજી જગાએ મોકલી શકાય છે. ઘણી ખરી વાર તો કયો માણસ બોલે છે તે શુદ્ધાં સાંભળનાર પારખી શકે છે. રેલવેના તાર અને આ તારોમાં કશો તફાવત નથી. તેમજ એમાં પણ બેટરીની જરૂર પડે છે, અને વીજળીની મદદેજ કામ થાય છે. તફાવત એ છે કે રેલવેના તારમાં જેમ ટકોરા મોકલી શકાય છે, તેમ ટેલીફોનના તારો વડે શુદ્ધ શબ્દ મોકલાય છે. કોઇ જગ્યાએ આગ લાગે છે, કે તરત નજીકની બંબાગેટનો માણસ આ તારોથી અહીંઆ ખબર આપે છે. ત્યારે આ ઑફીસનો માણસ દરેક બંબા ગેંટપર ખબર આપી દેછે. તેથી તે માણસો બંબો તથા સુંઢ લઇ આગવાળી જગ્યા ઉપર દોડી જાય છે. એ ઉપરાંત અહીંઆં વરાળ યંત્રથી ચાલતા બે બંબા છે. તથા તેને જોડવાના આ દેવમુની જેવા ઘોડા પણ જોવા જેવા છે. તે લઇ આ બંબા

## મ્યુનિસિપાલ હૉલ. (જુનું મુસાફર ખાનું.)



ખાતાનો અમલદાર (ફાયર સુપરિન્ટેન્ડંટ) આગવાળી જગ્યાએ દોડી પ-હોંચે છે; અને આગ બુઝાવી નાંખે છે. આ ઍન્જીન અને ઘોડા અત્રેના વ્હોરા ગૃહસ્થ **મસ્કતી શેઠે** આ ગરીબ શહેરની દાઝ ધરીને લઇ આપ્યા છે.

**ટેલીફૉન ઑફીસની** જોડે **મ્યુનિસિપાલ ત્રિજોરી** મૂકવાની આ ઓરડી છે. આટલું કહી અંદર જઇ વૉટર કનેકશનની, બાંધકામ ખાતાની, જાજરૂ વેરાની, ઘરવેરાની વગેરે ઑફીસો બતાવીને ગોળ દાદરે થઇ મોટા હૉલમાં ગયા. ત્યાં આગળ મૂકેલું ઘડીઆળ તથા મ્યુનિ.માં વગર પગારે દાઝથી કામ કરનારની **છબીઓ** તથા **બાવલાં** બતાવ્યાં; તે જોઇ પ્રેક્ષકલાલ ઘણા ખુશ થયા.

પ્રેક્ષકલાલ—આ હૉલમાં કોણકોણ બેસે છે, અને તેઓ શું કામ કરે છે? તે જણાવો તો સારૂં.

પૂરકલાલ—દાદરની જોડે **મૅજીસ્ટ્રેટ** (ન્યાય કરનાર) ની ઑફીસ છે; અને આ વચમાં લંબગોળ ટેબલની આસપાસ સભાને દિવસે મેમ્બરો (કૌંસિલરો) બેસે છે. એ મેમ્બરો **૩૦** છે. તેમાંના **૧૫** શહેરના લોકોએ પસંદ કરેલા, અને બાકીના **૧૫** સરકારે પસંદ કરેલા હોય છે. આખા શહેરના બાર ભાગ પાડ્યા છે તેને **વાર્ડ** કહે છે. એ દરેક વાર્ડના લોકો પોતાના તરફથી એકેક સભાસદ પસંદ કરી મોકલે છે તે બાર, તથા ત્રણ કેળવાયેલા લોકોએ પસંદ કરેલા (જનરલ વાર્ડના) મળી પંદર પ્રજાપક્ષના હોય છે. એમને કોઇને પગાર મળતો નથી, પણ માત્ર લોકોના ભલા માટેજ કામ કરે છે. એ **૩૦ મેમ્બરો** તથા **જીલ્લાના કલેકટર સાહેબ** જેઓ **પ્રમુખ** છે; તે મળી શહેરનો (સ્થાનિક સ્વરાજ્યનો) કારોબાર ચલાવે છે. આ સભાને **જનરલ મિટીંગ** કહે છે. શહેરના લોકો પાસેથી કયો કર લેવો, કે કયો કમી કરવો વગેરે કામ એમનું છે. એનેજ **શહેર સુધારક મંડળી** કે **મ્યુનિસિપાલ કમિટી** કહે છે. આ મંડળીને કામ કરવાનું અનુકુળ પડે, માટે એક **સેક્રેટરી,** એકકે બે **આસિસ્ટંટ સેક્રેટરી** તથા બીજા **કારકુનો** રાખેલા છે. આ નોકરો પગારદાર છે. હાલના **સેક્રેટરી સાહેબ અરદેશર મહેરવાનજી ગાંધીને રૂા. ૨૫૦**નો માસિક પગાર મળે છે.

તેઓ ઑફીસના તમામ કામ પર પૂરતી દેખરેખ રાખે છે. તથા શહેરમાં ફરતા રહી કાંઈપણ ફરીઆદ હોય, તે કમિટી મળે તે વખતે રજુ કરે છે. આ ખાતાની મુખ્ય ફરજ શહેરના લોકો પાસેથી કર વસુલ કરવો, અને તમામ પ્રકારનો શહેર સુધારો કરવો એછે. આ રિવાજ **લોર્ડ રીપન સાહેબ ગવર્નર જનરલ** હતા, તેમણે પાડયો હતો. તેમની મતલબ પ્રજાને રાજ્ય-કારભાર ચલાવતાં શિખવવાની હતી. આ વાત કરતા બહાર રસ્તાપર આવ્યા.

પૂરકલાલ—જુઓ આ સામે પેલા ટાવર બંધાવી આપનાર **ફ્રેજર સાહેબ**ને રહેવાનું મકાન છે. એને **ફ્રેજરનો દરીઆ મહેલ** કહે છે. અહીં પણ હંમેશાં કલાકના ટકોરા વગાડવામાં આવે છે. એની અંદરની બાજુએ **ગુજરાત દર્પણ છાપખાનું**છે. એમના મેનેજર **રા. હોરમશજી જમશેદજી** મ્યુનિસિપાલ કારોબારમાં કંઇ અંધેર થતું હોય તો તુરત પોતાના પેપ-રમાં ઉઘાડું પાડી આપી શહેર સેવા સારી બજાવે છે. ગુજરાતી વર્ત-માનપત્રોમાં એમનું પેપર મુંબઇ ગુજરાતીની બરોબરી કરી શકે એવું છે.

આગળ ચાલતાં ડાબા જમણા હાથપર જુનાંને મજબૂત મકાનો જોયાં. તેમાં **મોદીજીનો દરીઆ મહેલ** પણ જોયો. એ મોદીજી પારસીઓમાં ખાનદાન ગણાય છે. સોદાગરવાડાનાં મકાનો ઘણાં જુનાં છે. એમાં ઉના-ળામાં જરા પણ તાપ લાગતો નથી, કારણ કે બાંધણી ઘણી મજબૂત છે. આ જોઈ મિસન હાઉસ તરફ ચાલ્યા.



## મિસન હાઉસ. (ખ્રિસ્તી લોકોને રહેવાની જગ્યા.)

પ્રેક્ષકલાલ—આ કયા લોકો રહે છે વારૂ ?

પૂરકલાલ—એ ખ્રિસ્તી લોકો છે. એઓ ઐરીશમિસન ને નામે ઓળખાય છે, અને ખ્રિસ્તી ધર્મ પાળે છે, આ દેવળમાં એઓ દર રવિ-વારે બે વાર, અને બીજા દિવસોએ એકવાર બધા સાથે મળી ઉંચા

અવાજે પ્રભુ પ્રાર્થના કરે છે. સામેના બંગલામાં એ **ધર્મના પાદરી સાહેબો** રહે છે. એ સાહેબો દેવળમાં અને બહાર રસ્તામાં ઉભા રહીને પણ લોકોને પોતાના સન્માર્ગનો બોધ કરે છે. આ બધા લોકો જે ભેગા થએલા છે તે આ દેશના દેશીઓ બોધને લીધે આ ધર્મમાં દાખલ થયેલા છે. એઓના ધંધા રોજગાર તથા કેળવણી વગેરે તમામ પ્રકારની આ **પાદરી સાહેબો** સંભાળ રાખે છે. એઓ પોતાનો ધર્મ પળાવવા કોઇના ઉપર જુલમ ગુજારતા નથી; પણ રાજ્ય ધર્મ અને રાજ્ય ભાષા દેશમાં ફેલાય તો સર્વ મનુષ્યો (રાજા પ્રજા) એકત્ર થઇ પોતાનું કલ્યાણ કરી શકે એજ માત્ર એમનો શુભ હેતુ છે. તેથી આ ખાતા તરફથી **ધર્મ** અને **ભાષા** ફેલાવનારી **ગુજરાતી અંગ્રેજી શાળાઓ** કામ કામ ચાલે છે. જુઓ આ એને લગતું એક **છાપખાનું** છે. એમાં છાપવાનું તથા પુસ્તક બાંધવાનું કામ ઘણું સારૂં થાય છે. એના જેવું કામ શહેરના બીજાં કોઇ પ્રેસમાં થતું નથી, અને તેનું માન **રેવરન્ડ સ્કૉટ સાહેબને** ઘટે છે. આ સાહેબ પણ **ઘણા ભલા** અને **મીલનસાર** છે. ગુજરાત પ્રાંતમાં મિસન હાઉસો ઘણાં છે, તેમાં બોરસદનું મંડળ ઘણું મોટું છે. આ હાઉસથી ઉત્તરમાં જે મોટું મકાન દેખાય છે તે **મિસન હાઇસ્કુલ**ને નામે ઓળખાય છે. એની લગોલગ આ **મુટલાં ખડકીનો ઓવારો** છે. એ ઓવારે પારસીઓને પોતાના ધર્મનું ભણવાની જગ્યા છે; અને **પાતાળી હનુમાન** તથા **મહાદેવનું દેવળ** છે. ઓવારાપરથી પાછા વળતાં ડાબે હાથે **અંગ્રેજ લોકોની કોઠીનું** મકાન બતાવ્યું. ઈ૦ સ૦ **૧૬૧૨**માં અંગ્રેજોએ એમાં કોઠી (વખાર) કરી હતી. એને **જુની ઇસ્પિતાલનું** મકાન પણ કહે છે. હાલ એ જગ્યા **ખા. બા. ડા. ડોસાભાઈ પેસ્તનજીના** કબજામાં છે. એ મકાનની સામે પૂર્વ તરફ **મિસન જનાના હાઈસ્કુલ** છે, તેમાં મોટી ઉમરની છોકરીઓ ગુજરાતી અને અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરે છે. એમાં ઘણે ભાગે સ્ત્રી શિક્ષકોજ કામ કરે છે, અને તે સર્વ ઉપર દેખરેખ રાખનાર (લેડી સુપરિન્ટેન્ડટ) પણ યુરોપિયન સ્ત્રી છે આ સિવાય મિસન કન્યાશાળાઓ તથા છોકરાઓની શાળા શહેરમાં ઘણી છે.

આ તમામ મિસન સ્કુલોપર **રેવરંડ જૉન શિલીડી સાહેબ** પૂરતી દેખરેખ રાખે છે, તથા તેમાં સર્વ પ્રકારની વ્યવસ્થા પોતાની મરજી પ્રમાણે કરે છે. અને સાહેબ અત્રેની મ્યુનિ૦માં વૉઇસ પ્રેસિડંટ ( ઉપ પ્રમુખ ) છે, એઓ પોતાના કામમાં ઘણા **બાહોશ** ગણાય છે. અહીંથી પૂર્વ તરફ આવેલી **ફીરંગીની વખાર** તથા **આર્મિનિયમનું દેવળ** જોઈ પાછા મોટે રસ્તે આવ્યા.

## સૈયદ ઍદ્રુસનો મિનારો તથા મકાન.



પ્રેક્ષકલાલ તથા પૂરકલાલ આગળ ચાલ્યા. રસ્તામાં નઠારૂં કામ કરનારી **વેશ્યાઓ** તથા નાચ ગાન કરનારી **નાયિકાઓના** મકાન **મુલ્લાં ચકલામાં** જોતા જોતા જમણે હાથે (ઇ. સ. ૧૫૪૦માં બંધાવેલો) **મીરજાં સ્વામીનો પત્થરનો રોજો** જોઇ પોલીસગેટ આગળ આવી પહોંચ્યા.

પ્રેક્ષકલાલ—આ મિનારો તથા મકાન કોનું છે ?

પૂરક—એ મુસલમાન ધર્મના કાજી "**સૈયદ ઍદ્રુસ સાહેબ**"નું મકાન છે. હાલ એમના ખાનદાન કુટુંબમાં ઑ૦ **સૈયદઝેન ઍદ્રુસ સાહેબ** હયાત છે. સરકારે એમની ખાનદાની અને લાયકાત તરફ ધ્યાન રાખી ઑનરેબલ બનાવ્યા છે; તેથી હવે એઓને ગર્વનર સાહેબની ધારા સભામાં બેસવાનો હક થયો છે. આ મકાનમાં અગાઉ એક વાઘ પાંજરાંમાં ગોંધી રાખતા હતા, તે જોવા માટે ઘણા લોક આવતા. એમનાં મકાનની ઉત્તર બાજુએ જે આ **મિનારો** દેખાય છે, એ ૮૦ **ફુટ** ઉંચો છે, તથા એમાં **૫૭ પાયરીઓ** છે એ મીરજાં **સૈયદ બેગ** નામના માણસે ઇ. સ. ૧૬૩૯માં બંધાવ્યો હતો. મિનારાની પાસે નાનું **કબરસ્તાન** છે, તેમાં ખાનદાન કુટુંબના નબીરાઓનેજ ભૂમિદાહ કરવામાં આવે છે. જોડે એક મસીદ પણ છે. મકાનની બહાર નીકળીને પૂરકલાલે કહ્યું. પ્રેક્ષકલાલ જુઓ, આજ **વરીઆવી ભાગોળ**, તથા આ માંહેના કો-

ટનો અસલ ભાગ બાકી રહેલો છે તે. આ જગ્યા શહેરના નીચા ભાગ પર છે, તેથી અહીં રેલનું પાણી ફરી વળે છે. હવે આપણે આગળ જઇશું, એમ કહી ચાલ્યા. ચાલતાં ડાબે હાથે **વરીઆવી દરવાજો** આવ્યો તે બતાવ્યો. (એને હાલ ચણી લઇ બંધ કરવામાં આવ્યો છે. કેમકે એ દરવાજામાં થઈ રેલનાં પાણી પેસી જતાં હતાં.) ને **કતારગામના** દરવાજા તરફ વળ્યા.

## કબરસ્તાન (ડચ અને અંગ્રેજોનું)

રસ્તામાં જમણે હાથે દહેરાં દહેરાં જેવાં મકાનો દેખાયાં, તે જોઇને પ્રેક્ષકલાલે પૂછ્યું. આ ઘુમટદાર મકાનો શાનાં દેખાય છે?

પૂરક—એ **વલંદા (ડચ) લોકોનું કબરસ્તાન છે.** એ લોકો લાસને દાટે છે, ને તેની યાદગીરી રહેવા સારૂ ઊપર આવાં બાંધકામ કરે છે. દર વરસે એ કબરોપર મરામત થાય છે, તેથી ભાગી કે તૂટી જવા પામતી નથી. જુઓ આ કબરોમાં **વૅનસરીડ સાહેબની કબર** સૌથી સારી છે. કબરસ્તાનની ફરતે ભીંત છે, તથા માંહે પેસવાને દરવાજો છે. આ સામેના ઝુંપડાંમાં રખવાળી કરનાર નોકર રહે છે. ખ્રિસ્તી ધર્મમાં ત્રણ વિભાગ છે. તેમાંના એકને **પ્રૉટેસ્ટંટ** બીજાને **રોમન કૅથલિક** અને ત્રીજાને **ગ્રીક** કહે છે. **આ** પ્રૉટેસ્ટંટ ધર્મના લોકોની કબરો છે. આ દરવાજા બહાર કતાર ગામને રસ્તે જતાં જમણે હાથે આ કરતાં ઘણું મોટું કબરસ્તાન છે, તે પણ **પ્રૉટેસ્ટંટ પંથના લોકોનુંજ છે.** તેમાંનો ભાગ ઘણો જોવા લાયક છે. તેમાં કબરો ઉપર અવનવા ઘાટની રંગબેરંગી આરસની તખ્તીઓ ગોઠવેલી હોવાથી જોનારને નવાઇ લાગે છે. તમામ કબરો પર અંગ્રેજી ભાષામાં મરનારનું નામ તથા મરણનો દિવસ કોતરી કઢાવેલો હોયછે. તેથી વાંચી જોતાં માલમ પડે છે કે આ ફલાણા શખ્સની કબર છે. કોઇ પણ યૂરોપિયન અમલદાર કે મુસાફર આ શહેરમાં આવે તો આ

કબરસ્તાન જોવા પહેલા જાય છે. આ કબરસ્તાનમાં **ક્રિસ્ટોફર** અને **સર જ્યોર્જ ઓકસડન સાહેબની** કબર વધુ જોવા જેવી છે. સૌથી જુની કબર **ફ્રાંસિસ બ્રિટન** સાહેબની છે. એઓ ઇ. સ. ૧૬૪૯ માં સુરત ખાતે અમલદાર હતા.

## અનાથ બાળાશ્રમ.



બંનો ભાઇઓ દરવાજા બહાર નીકળ્યા, એટલે સામે એક પાટીઉં વાંચ્યું. તેમાં લખ્યું હતું કે **"હિંદુ મહાજન અનાથ બાળાશ્રમ."** આ વાંચી પ્રેક્ષકલાલે પૂછ્યું, ભાઇ આનો અર્થ શું છે?

પૂરક—સંવત **૧૯૫૬** ના મોટા દુકાળ વખતે ભૂખે મરતાં અને માબાપથી છૂટાં પડી ગએલાં રઝળતાં બાળકોને અહીં ભેગાં કર્યાં હતાં. એના વાલીઓ કોઇ ન હોવાથી **સુરત હિંદુ મહાજને** ( હિંદુ મંડળે ) વાલી થઇ ઉઘરાણું કરીને આ બંગલો ભાડે રાખી; એમાં તમામ બાળકોને રાખી તેનું રક્ષણ કીધું છે. આ કામ આ શહેરના નામિચા ગૃહસ્થ **હરદેવરામ નાનાભાઇ હરીદાસે** માથે લઇ ઘણી સેવા ઉઠાવી હતી. ગામે ગામ અને શહેરોમાં જઇ આ બાળકો માટે પૈસા ઉઘરાવી આજે આ હાલતમાં આણ્યું છે. એ આશ્રમના છોકરા છોકરીઓને ભણવા માટે એક **નિશાળ** છે, કસરત કરવા માટે **કસરતશાળા છે,** તથા દરેકને ગુંથવાના, વણુવાના અને ભરત ભરવા વગેરેના **હુન્નરો** શિખવવામાં આવે છે. દરેક કામ સારૂ પગારદાર માસ્તરો રાખ્યા છે. આ આશ્રમનો વાર્ષિક મેળાવડો થાય છે, ત્યારે એમાંના વિદ્યાર્થીઓની કસરત તથા કારીગરી જોવાને આખું શહેર ઉલટે છે. બાળા શ્રમના **સુપરિન્ટેન્ડંન્ટ મી. બાલુભાઈ** ઘણી કાળજી પૂર્વક ફરજ અદા કરે છે. આ બાળકોએ **ગાલીચા** ગુંથવાની કારીગરીમાં ઘણા ચાંદા અને ઇનામ મેળવ્યાં છે. હમણા પુખ્ત વયના છોકરા છોકરીઓને જ્ઞાતી ભેદ જાળવીને પરણાવી જુદાં મકાનમાં

રાખ્યાં છે. ખાવા પીવામાં હમેશાં જ્ઞાતિનો તફાવત જાળવવામાં આવે છે, અને દરેક બાબતમાં બાળકોનું રક્ષણ ઘણું સારૂં થાય છે. આ બાળાશ્રમની સઘળી ગોઠવણ પ્રત્યક્ષ જોઇને બંનો પાછા ધોરી માર્ગે આવ્યા, અને **કતારગામ દરવાજા** આગળ ઉભા.

પૂરક—આ જગ્યા અસલ ઘણી નીચી હતી, પણ રેલના કારણે ઉંચી કરવામાં આવી છે. આ રસ્તો ઉત્તરે **કતારગામ** થઇ ફૂલપાડા સુધી જાય છે. કતારગામમાં **કંતારેશ્વર મહાદેવનું** દેવળ છે, **તેથી** શ્રાવણ માસના દરેક સોમવારે આ રસ્તાપર ભારે મેળો ભરાય છે. **આ** કોટની બહારની બાજુએ ડાબે હાથે જે સડક જાય છે, તે રસ્તે જતાં **પ્રથમ** **વરીઆવી દરવાજો** આવશે. ત્યાંથી એ સડક ઉત્તરમાં ઠેઠ **વરીઆવ** સુધી જાય છે. તે રસ્તામાં **બહુચરાજી માતાનું દેવળ** છે. શહેરના લોકો ત્યાં પણ દર્શન માટે જાય છે. આ વાત કરતા કરતા આગળ કહ્યા મુજબ **અંગ્રેજોનું કબરસ્તાન** જોઇ પાછા કતારગામ દરવાજા આગળ આવી પહોંચ્યા.

પ્રેક્ષક—ચાલો હવે પાછા વળીએ. તડકો ઘણો થશે, તો ઘેર જવામાં દુઃખી થઇશું. હવે તો ઘર તરફ જતાં જે રસ્તામાં આવે તે બતાવજો. (પૂરકલાલનું ઘર વાડીફળીઆમાં **શેઠ ઇશ્વરદાસ જગજીવનદાસજી સ્ટોર સાહેબના** ઘર પાસે હતું, તેથી સીધા ખાડીને રસ્તે વળ્યા.)

પૂરકલાલ—(જમણે હાથે) જુઓ આ માંહેનો કોટ, અને તેની જોડેની ખાડી. હવે આપણે **સૈયદપુરી ભાગોળેથી** શહેરમાં પેસીએ છીએ. આ ટેકરા ઉપર ગયા કે ભાગોળ માંહે ગયા સમજજો. આ લાકડાના કટેરા છે, એજ જગ્યાએ **મોટો છોબંધ શહેર પનાહ કોટ** હતો.

## મારકીટ.

---

જમણે હાથે મટન મારકીટ તરફ આંગળી કરી પૂરકલાલે કહ્યું, આ મટન વેચવાની જગા છે. એવી જગા આખા શહેરમાં **ચાર** છે. એક

આ છે. એ **સૈયદપરાની** મારકીટ કહેવાય છે. બીજી કાજીના મેદાનની પશ્ચિમે **જુના દરબાર** આગળ, ત્રીજી **ગોપીતળાવની** પશ્ચિમે અને ચોથી **ઝાંપા* બજારમાં** છે. એ દરેકમાં સરાહને દરવાજેથી મટન આવે છે. ત્યાં આગળ દરરોજ જાનવરો હલાલ થાય છે. વેપારીઓ ત્યાં જઇ મટન લઇ આવી આ માર્કીટોમાં બેસીને વેચે છે. એ વેપારીઓ બેસવાનું (દુકાનનું) ભાડું મ્યુનિસિપાલિટીને આપે છે. એઓ સડેલું કે બગડેલું માંસ વેચે તેને માટે મ્યુનિસિપાલિટી તરફથી ઇન્સ્પેકટર રોજ તપાસ કરે છે.

## સ્વામિ નારાયણનું મંદીર.



આ વાત સાંભળતાં સાંભળતાં પ્રેક્ષકલાલની નજર પૂર્વ દિશા તરફ ગઇ. ખુલ્લા પીળા રંગના **સોનાના કળશો** નજરે પડયા, તેથી તેણે પૂછ્યું. ભાઇ પૂરકલાલ, આ કળશો શાનાં દેખાય છે? કંઇ **દેવ મંદીર** હોવું જોઇએ. જો તેમ હોયતો ચાલો દર્શન કરતા જઇએ. હજી જમવાના વખતને વાર છે.

પૂરક—હા ભાઇ ચાલો. મારો પણ એજ વિચાર હતો. એમ કહી બન્ને સૈયદપરામાં જવાના પૂલપરથી **ગંગાધર શાસ્ત્રીની હવેલી** આગળ આવ્યા, ત્યારે કહ્યું કે અહીં (ભાદરવા સુદ ૪ થે) **ગણપતિ ચોથનો મોટો મેળો** ભરાય છે. સૈયદપરૂં છોડી રામપરામાં **સ્વામિ નારાણના** મંદીર આગળ આવી પહોંચ્યા. પ્રેક્ષકલાલ તો મંદીરના **દરવાજા** તથા તેનું **ભવ્ય બાંધકામ** જોઇ સડકજ થઇ ગયા, અને બોલ્યા આતો **રાજદરબાર** જેવો ધાટ જણાય છે ને!

પૂરક—**રાજ દરબાર** અને **દેવ દરબાર** એ બંનેમાં **ભવ્યતા** જો ન હોય તો માને કોણ! માટે જે છે તે વાજબીજ છે. આ દરવાજો જોતાં

---

* ઝાંપો કહેવાનું કારણ એ કે કોટ બંધાવવાનો હુકમ આવ્યા પહેલાં થુવરની વાડ કરી ઝાંપો મુકયો હતો માટે.

તમારા મનમાં આટલી અસર થઇ એટલે હવે અંદર જઇ દેવને નમવામાં તમે વાર લગાડશો નહિ. બંનો જોતા જોતા અંદર ગયા, અને હાથ પગ ધોઇ પવિત્ર થઈ દેવ દર્શન કરી દેવસ્થાનની પ્રદક્ષિણા ફરી બરાબર જોયું. પછી આચાર્ય પાસે જઇ થોડોવાર **શિક્ષાપત્રી** સાંભળી. ત્યાર પછી **રૂધનાથપરાને** રસ્તે પાછા વળ્યા. રસ્તામાં " બધા ધર્મ પંથો એકત્ર થઇ જાય તો સારૂં " એવી વાતો કરતા કરતા ડાંગર ખાંડી ચોખા કાઢવાની **રાઇસ મીલની** જગા તથા સાંચાકામ જોઇને **ભવાની માતાના વડ આગળ** માતાજીના દર્શન કરી ઘેર આવ્યા ને જમ્યા. જમી રહી થોડોવાર આરામ લીધો. પણ આજે શહેરનો બાકીનો ભાગ જોઇ લેવાની પ્રેક્ષકલાલની મરજી હતી; તેથી તેઓ નિરાંતે બેઠા નહિ. આસરે ૧–૨॥ નો સમય થયો કે કપડાં પહેર્યાં. સ્ટોર સાહેબની શેરીને ઉત્તર છેડેથી નીકળી **નવાપરાના પૂલપર** થઇ **ઝાંપાબજાર, વ્હોરવાડમાં મુલ્લાંજીની હવેલી, મસીદ** તથા **શેઠ હૈદરઅલી કાસમભાઇનું** મકાન વગેરે જોયા પછી **ડા. દીનશાજી જીવાજી એદલ બહેરામના દવાખાના** આગળ થઇ **બેગમપરામાં** આવ્યા.

## નવાબ સાહેબનો મહેલ.



**મુંબઇવડ** આગળ આવેલી નંબર **૧૦**ની નિશાળ આગળ થઈ સીધે રસ્તે ચાલતાં ડાબે હાથે એક મોટું મકાન નજરે પડતાં પ્રેક્ષલાલે પૂછ્યું. ભાઇ આ ગંજાવર મકાન કોનું છે ? અને એ વિષે શું જાણવા જેવું છે ?

પૂરકલાલ—એ આ શહેરના **નવાબ સાહેબનો મહેલ** છે. ચાલો અંદર જઇએ, પણ મહેલપર જવાશે નહિ. કારણ કે ખાનદાન મુસલમાનોની સ્ત્રીઓ ઓજલ પડદે રહે છે. તેઓ પારકા પુરૂષના મોં જોતાં નથી, માટે આ મેદાનમાં ઉભા રહી જોઇએ. અગાઉ મુસલમાની રાજ્ય વખતે આ શહેર અને **૨૮ પરગણાં** આ નવાબ સાહેબના તાબામાં હતાં; તેથી **સુરત અઠ્ઠાવીસી** કહેવાતી. એ વખતે નવાબની ગાદી **૪૦ લાખની** કહેવાતી હતી. ઇ. સ. ૧૭૫૧ માં પેશ્વા તથા ગાયકવાડ જોડે એ પરગણાં-

ઓની વહેંચણી કરી હતી. ઈ. સ. ૧૬૬૪–૬૯માં **શિવાજી મહારાજે** બે વાર સુરતને લુટયું હતું, તે વારે આ નવાબ સાહેબના વડવાએ રૈયતના રક્ષણ માટે સારી બહાદુરી બતાવી હતી. પણ વારંવારના આવા હુમલાને લીધે અત્રે આવેલી કંપની સરકારની મદદ લેવી પડતી. છેવટ કંટાળી જઇ **ઇસ્ટ ઇન્ડીઆ કંપની** અંગ્રેજ ( વેપારીની મંડળી ) ને એ ( લોકો ઇ. સ. ૧૬૦૮માં અત્રે આવેલા હતા. ) **નવાબ નસિરૂદ્દીને** ઇ. સ. **૧૮૦૦**માં સુરતનો તમામ રાજ વહીવટ સોંપી દીધો, અને **૧ લાખ રૂપિઆ** પેન્સન લેવું કબુલ કીધું. નવાબ નસિરૂદ્દીનનો છોકરો **અફજુલઉદ્દીન** ઇ. સ. ૧૮૪૨માં મરી ગયો, અને તેને છોકરો ન હોવાથી ગાદીનો વારસ કોઇ રહ્યું નહિ. તેથી એમની છોકરી જે **મીર જાફઅલીખાન સાહેબ** જોડે પરણી હતી, તેમને પેન્સન મળ્યું. એમને બે દીકરીઓ હતી, તે **બડી બેગમ** અને **છોટી બેગમને** નામે ઓળખાતી. બડી બેગમ **જીઆઉલનીશાલાડલી** છે. આ બે છોકરીના વંશજો હાલ છે. હાલમાં નવાબ સાહેબના વારસોમાં **મીર મુજફ્ફરહુશેન ખાનસાહેબ**, તથા **મીર આલમખાન સાહેબ**, તથા **મીર જુલફીકારઅલ્ટ્રી ખાન સાહેબ છે.** મીર આલમખાન સાહેબ, બેલાવાળા નવાબના વંશજ છે. એમનો મહેલ આ મહેલની પૂર્વ બાજુનો છે. નવાબ સાહેબના કારભારી (દિવાન) **રા. અનુપરામ કીરપારામ વકીલ છે.** જેઓ મ્યુ. માં **કૌંસિલર** છે, અને જ્ઞાતે અનાવલા બ્રાહ્મણ છે. આ મહેલની દક્ષિણે જે ભૂગળું દેખાય છે, એ જાફરઅલી નવાબ સાહેબના હાથે સ્થાપન થએલી **જાફરઅલી મીલ** છે. સરાહ દરવાજા બહાર જે મીલ છે તે આપણે જોવા જનાર છીએ, માટે અહીં વધુ રોકાવાની જરૂર નથી.

## કાગળનું કારખાનું.



નવાબ સાહેબનો મહેલ, વચમાંનો મોટો હોઝ, દિવાનખાનું વગેરે બહારથી જોઈ શકાયું તેટલું જોયું. આગળ ચાલતાં ડાબે હાથે **બેલાવા-**

**ળા નવાબ સાહેબનો મહેલ** આવ્યો તે બતાવી સરાહને દરવાજે આવી પહોંચ્યા.

પ્રેક્ષક—આ દરવાજાનું નામ, **સરાહનો દરવાજો** કે ! અહીં શું જોવા લાયક છે ?

પૂરક—જુઓ પેલું **કાગળ બનાવવાનું કારખાનું** છે, તે જોવા જેવું છે. ચાલો ત્યાં જઈએ. (આ દરવાજા બહાર **ડુંભાળ** ગામ છે. ત્યાં હનુમાનનો મેળો ભરાય છે.) બંનો રજા લઇ અંદર પેઠા, તો પ્રથમ મેલાં ને ફાટાં તૂટાં **ચીથરાંનો ઢગલો** નજરે પડયો. તે બતાવી પૂરકલાલે કહ્યું, આમાંથી ઉજળા દૂધ જેવા કાગળ તૈયાર થાય છે. **ચીથરાં** સિવાય **પરાળ, ટાટ, શણ** કે બીજા હરકોઇ **રેસાવાળા પદાર્થ**ના કાગળ થઇ શકે છે. જુઓ પ્રથમ તો એને ધોઇ સાફ કરવામાં આવે છે. પછી એને આ સંચામાં નાંખે છે, ત્યાં એનો બારીક **મેંદો** થઇ જાય છે. તે મેંદો આ ચાલણી જેવા ચોકઠાપર આવી પાણી નીતરી જાય છે. અહીંથીજ એ કાગળના **તાવ**નું રૂપ ધારણ કરે છે. પછી એ તાવ અહીંઆં આગળ સુકાય છે; અને આ જગ્યાએ સરખા થાય છે, તથા સરખી લંબાઇના કડકા થઇ બહાર પડે છે. એને ઘુંટવાથી લખવાનાં લીસા કાગળ તૈયાર થાય છે. ઘુંટયા વિનાના કાગળો સાહી ચૂશી લેછે. તે **બ્લૉટીંગ પેપર**ને નામે ઓળખાય છે. આ કારખાનું ઘણાં વરસ થયાં ચાલુ છે; અને એ અહીંના રહીશ **જમુ મીયાં કાગદી સાહેબનું** છે. આ કારખાનામાં વરાળયંત્રની જરૂર પડે છે; છતાં હાથે બનાવવામાં જે બધી માથાફુટ છે, તે ઓછી થઇ જાય છે. થોડા વરસપર આ શહેરમાં **ગાયકવાડ પેપરમીલ** નામે એક કાગળનું કારખાનું ૨૫ પચીસ રૂપિઆના શેરો કાઢીને વરાછાના રસ્તાપર કાઢયું હતું. તે થોડો સમય બંધ રહયા બાદ હાલમાં **રા. નાથાલાલ હલુભાઇ વકીલનાએ** એની એજન્સી લઇ પાછું શરૂ કર્યું છે. પ્રભુ એમના કામને મદદ કરે ! !

# કાપડનું કારખાનું.

આ પ્રમાણેની વાતચીત કરતા દરવાજા બહાર આવેલા રેલવેના પૂલ નીચે થઇ **કાપડની મીલમાં** ગયા. એ મીલ હાલ કોઇ મુસલમાન ગૃહસ્થ પાસે છે. પહેલ વહેલી એ શહેરના નામિચા **વકીલ ગુલાબદાસ ભાઇદાસે** શરૂ કીધી હતી. એ હાલ **બેલામીલ**ને નામે ઓળખાય છે; કારણ કે એની સ્થાપના બેલાવાળા નવાબ સાહેબને હાથે થઈ હતી. પ્રેક્ષકલાલે મીલમાં પેસતાં **માલ તોળવાનો સંચો**, **રૂ પીંજવાની જગ્યા**, તેની **પુણીઓ બને છે** તે, તથા તેના **દોરા કંતાય છે** તે, **લાહી કે ખેળ ચઢાવવાનો સંચો** તથા **કાપડ વણવાની સાળો** વગેરે તમામ સાંચા કામ બતાવ્યાં. આ કામો જે વરાળ યંત્રની મદદથી ચાલે છે, તે જોઇને પ્રેક્ષકલાલને ઘણી નવાઇ લાગી.

પ્રેક્ષકલાલ—આપણે જે તમામ જાતનું કાપડ વાપરીએ, છીએ, તે આવી જાતનાં કારખાનાઓમાં તૈયાર થયું હશે કે ? આ શહેરમાં આવા કારખાનાં કેટલાં છે ?

પૂરકલાલ—આપણે હાલમાં જે કાપડ વાપરીએ, છીએ તે પૈકી **ચાદર, ચારસા, ખાદી, જાડા કુમાસના ધોતીઆં** વગેરે આપણા દેશની મીલોમાં થાય છે, અને બારીક તારનું તથા ઘણી સફાઈ વાળું કાપડ વિલાયત વગેરે દેશોથી આવે છે. આજકાલ વિલાયતના જેવો માલ, **મુંબઇ, અમદાવાદ** અને **બંગાળા ઇલાકાની** કેટલીક મીલોમાં તૈયાર થવા લાગ્યો છે.

પ્રેક્ષકલાલ—પરદેશી કાપડની સફાઇ ભલે સારી હશે, પણ ટકાઉ માલ તો આ દેશમાંજ બને છે. આપણી મીલોનો એક ધોતી જોટો વરસ સવા વરસ જવાબ આપે છે, ત્યારે પરદેશી માલનો જોટો છ માસ ચાલે છે, એવું અનુભવથી ઘણા જણ કહે છે.

પૂરક—ખરી વાત છે. પણ સાંચા વગેરે ઘણો સામાન પરદેશથી મંગાવવો પડે છે, તેથી અહીંઆંનો માલ પરદેશી માલ કરતાં મોંઘો વેચવાની જરૂર પડે છે. તેમ છતાં લોકો દેશમાં વેપારનો વધારો થાય, અને દોલત વધે એવું સમજીને ઉત્તેજન આપવાને ખાતર "મોઘો તેજ પરિણામે સોંઘો" સમજી માલ ખરીદ કરે, તો આપણા દેશીઓનું કલ્યાણજ થાય. વળી આ માલ ટકાઉ વધારે હોવાથી પરદેશી બે નંગ વપરાય, એટલા વખતમાં આ એકજ વાપરવું કે ખરીદવું પડે છે. **માત્ર સફાઇપર મોહી જનારાઓ દેશનાં કલ્યાણ ઉપર નજર રાખતા નથી; એ ઘણું શરમ ભરેલું છે.** આવી મીલો શહેરમાં ત્રણ છે. એક આ **બેલામીલ**, બીજી નવાબના મહેલની દક્ષિણે મેં બતાવી હતી તે **જાફર અલીમીલ,** અને ત્રીજી સ્ટેશનની સામે **ગુલામબાબા મીલ** છે. એ મીર ગુલામબાબા ખાનસાહેબને હાથે સ્થપાઇ હતી. આજે આ ત્રણ મીલો પૈકી ગુલામબાબા મીલનો કારોબાર ઠીક ચાલતો જોવામાં આવે છે. એ મીલના એજંટ રા. બા. ભીમભાઇ કીરપારામના ચીરંજીવી **રા. ધીરજલાલ ભીમભાઈ છે.** એમના હાથમાં આ મીલ ગયા પછી તેમાં ઘણી જાતનો સુધારો વધારો થયો છે. આવાં કારખાનાં એક માણસથી ચલાવી શકાય નહિ, કારણ કે એમાં પૈસા માટે ઘણા જોઇએ છે. ઘણા જણ ભેગા થઇને કારખાનું ઉભું કરે છે. એમાં પણ સો સો કે પાંચ પાંચસો ના શેર કાઢે છે; અને તે શેરો ભાવ પ્રમાણે પૈસાદાર લોકો ખરીદે માટે છે. કંપની વરસ દહાડે વેપારમાં થએલો નફો ખર્ચ બાદ કરતાં દરેક ભાગીદારોને વહેંચી આપે છે.

## કતલખાનું.



ઉપર મુજબની વાતચીત કરતા કોટની લગોલગ આવેલા બહારને રસ્તે ચાલતાં **સલાબતપરાને દરવાજે** બંનો ભાઇ આવી પહોં-

આ. દરવાજામાં પેસતાં **બેં બેં, અમ્ભાં** કે **ઓંઇ ઓંઇના** ભયંકર ઉચ્ચારો પ્રેક્ષકલાલના કાન ઉપર પડયા.

પ્રેક્ષક—આ ડાબે હાથે જાનવરોના અવાજ કયાં થાય છે ?

પૂરકલાલ—આ જગ્યા **કતલખાનાને** નામે ઓળખાય છે, અહીં દરરોજ બકરાં, ઘેટાં, ગાય, બળદ, ભેંસ વગેરે જાનવરો કપાય છે, અને તેનું માંસ શહેરની ચારે મારકીટમાં વેચાય છે. વેચનારા વેપારીઓ જાતે **ખાટકી** કહેવાય છે, અને જાનવરને હલાલ કરનારા (કાપનારા) **કસાઇ** કહેવાય છે. એમને દયા ઓછી હોય છે. તેથી એઓ આવાં નિર્દય કામ કરે છે. અહીં રોગી જાનવરને કાપતા નથી, તથા પોતાની મેળે મરેલાં જનાવરનું માંસ કામમાં લેતા નથી.

પ્રેક્ષક—ચાલો હશે ! પ્રભુએ એમને એ કામ માટે સરજ્યા છે, તો તેમાં એ કાંઇ કારણ હશે. એમ કહી બંનો આગળ ચાલ્યા, અને **મરગવાનને ટેકરે થઇ** સલાબતપરામાં આવ્યા. એ પરામાં વણકર ખત્રીઓનું **રેશમી** અને **સુતરાઉ વણાટ કામ** જોઇ લીધું. ગામડાંનાં ગાડાં છુટવાની **વાડીઓમાં** પણ ફર્યા, અને રૂસ્તમપરામાં જતાં રસ્તામાં અન્નાસની ઝાડી તથા એક ખાડા જેવી જગ્યા જોવામાં આવી; તે જોવા રસ્તે રસ્તે માંહે ઉતર્યા.

## ગોપી તળાવ.

પૂરકલાલ—જુઓ આ જગ્યા **ગોપી તળાવને** નામે ઓળખાય છે. એમાં ખજુરી નાળિએરી, આંબા, લીંબોઇ વગેરેનાં ઝાડો પુષ્કળ છે. તથા માંહે પેલો **બંગલો** છે એ બંગલો તથા આખી વાડી **શેઠ ધીરજલાલ મથુરાદાસ મુંબઇ હાઇ કોર્ટના સરકારી વકીલ** હતા, તેમના વારસોના કબજામાં છે. એની ફરતે અગાઉ **છોબંધ પાળ** તથા તળીઆમાં **પત્થરો** જડેલા હતા. એમાંના પત્થરો ખોદીને બહારનો કોટ બંધાવ્યો હતો. શહેરમાં કે આસપાસ નજીકમાં આવું તળાવ બીજું નથી. જુઓ આ માંહે એક **ચાર**

**ભોંની વાવ** છે, વાવના દક્ષિણ તરફના મોં આગળ **જળ દેવી**ની સ્થાપના છે. એ વાવનું પાણી આ બાગના ઉપયોગમાં આવે છે, તથા નજીકના રહેનારાઓ પીવાના કામમાં લે છે. આ તળાવમાં વાવ ઉપરાંત બે ત્રણ **કુવા** પણ છે. તળાવના મધ્ય ભાગે એક **ટેકરી** છે, તે ઉપર હનુમાનની મૂર્તિ છે. તેની પુજા માલિકના તરફથી થાય છે. આ તળાવ આ શહેરના રક્ષણ માટે ઘણું ઉપયોગી છે. જ્યારે નદીમાં રેલ ચઢેલી હોય, અને તેજ વખતે વરસાદ પડવો જારી હોય, તો આ ઉપરની ખાડીમાં શહેરનું પાણી ભરાઇ જઇ **સગરામપરા, રૂસ્તમપરા, ઇંદરપરા, સલાબતપરા, વરીઆવી ભાગોળ** તથા **નવસારી ભાગોળ** વગેરે ભાગોમાં પાણી ફરી વળે છે. એવે વખતે ખાડીમાંથી આ તળાવમાં પાણી લેવાનો એક રસ્તો છે, તે ખુલ્લો કરી ખાડીમાંનું પાણી ખાલી કરી લોકોના જાનમાલનું રક્ષણ કરી શકાય છે. કહેવાય છે કે આ તળાવ નીચેથી પોલું છે, અને તેમાં ફરીહરી શકાય એવા રસ્તાઓ અને વિશાળ જગ્યા છે. અગાઉ માંહે હજારો માણસ છુપું રહી શકતું હતું, અને એમાંથી આલમ પનાહ કોટની બહાર નીકળી જવાનો માર્ગ હતો. તળાવના બાંધકામની નીચે જવાનો રસ્તો વાવની અંદરથી હતો. આ તળાવ ઇ. સ. ૧૫૧૬માં **ગોપી**એ બંધાવ્યું હતું, માટે **ગોપીતળાવ** કહેવાય છે. હાલ એમાં વાડી કરી છે. એની વાપક ઉપજ રૂા. ૧૫૦૦ આવે છે. એના હાલના માલિક **રાજેંદ્રલાલ માણેકલાલ** તથા **કૃષ્ણલાલ સાકેરલાલ દેશાઇ** જાતે **બ્રહ્મક્ષત્રીઓ** છે. (મોટાં અને જીવત પાણી વાળાં તળાવને **સરોવર** કહે છે. એવું આ શહેરમાં એકે નથી.)



## નવ શહીદની દરગાહ (કબર).

તળાવની પશ્ચિમ તરફના દરવાજે થઇ પાળપર ચઢ્યા, તો પીરની દરગાહ આવી. પૂરકલાલે કહ્યું આ **પીરની દરગાહ છે.** એ **નવ શહીદ**

**પીરને** નામે ઓળખાય છે. આ શહેરના તથા આસપાસનાં ગામોના ઘણા હિંદુ અને મુસલમાનો એની માનતા માને છે, અને ચઢાવી જાયછે. કોઇને ભૂત ડાકણ વળગી હોય, તેનો પણ આ સ્થળે એના મુજાવરો (પુજારીઓ) નીકાલ કરતા જોવામાં આવે છે. મુસલમાન લોકોમાં કહેવત છે કે "મળે તો મીર, ન મળે તો ફકીર, અને મરી જવાથી થાય પીર." તે બરોબર છે. આ પીરની દરગાહ પ્રખ્યાત * **નવ શહીદ સાહેબો** હતા, તેમની છે. મુસલમાનોમાં સૈયદ હોય તે પૂજ્ય ગણાય છે. કારણકે એમનું કામ ધર્માચાર્યનું હોય છે. અહીં દર વર્ષે મોહમેદન **રજબ માસની ૯મી તારીખે** મોટો ઓરસ (મેળો) ભરાય છે, ત્યારે ઘણા માણસોની ઠઠ મળે છે. આઠે દિવસે પણ એની પુજા માટે ઘણા લોકો આવે છે, તેથી એક માળી પેલા નાકા પર ફૂલ લઇ બેસી રહે છે. શહીદ સાહેબોની કબર આગળ તમામ આરસ જડી લીધા છે, છતાં વચમાં એક ઝાડ હતું તે કાયમ રાખ્યું છે, તેથી ઘણું રળિયામણું લાગે છે.

અહીંથી બંને બાઇ ખાડી અને માંહેના કોટના કટેરા જોઈ **મુસલમાનોનું કબરસ્તાન** જોવા દક્ષિણે ઉતર્યા. જમણે હાથે મદન મારફીટ આવી, તે પૂરકલાએ બતાવી અને કહ્યું કે આ મારફીટ આગળ થઇને **નૌસારી બજારમાં** જતાં સામે ગેટ આગળ **નૌસારી ભગોળ** હતી. પછી કબરસ્તાનમાં બાંધેલી **મસીદ** અને **રોજાએ** જોઈ રૂસ્તમપરામાં આવ્યા. અહિં **રૂસ્તમબાગ** જોઇ, ત્યાંથી **લોટ દળવાના ઘંટી** આગળ આવ્યા. તેની સામે **પારસીની અગીઆરીનું** મોટું મકાન હતું તે બતાવ્યું.

---

* કહે છે કે આ શહીદોનાં ધર્મની લડાઇ લડતાં નૌસારી આગળ ડોકાં કપાઇ ગયાં હતાં, છતાં ધડ લડતાં લડતાં આ જગ્યા સુધી આવીને પડયાં હતાં. તેથી ડોકાંની કબર નૌસારીમાં કરી જે શહીદ સાદાપીરના નામે ઓળખાય છે; અને ધડની કબરો અહીં કરવામાં આવી તે નવ શહીદ પીરને નામે ઓળખાય છે. (શહીદ=ધર્મની લડાઇમાં લડતાં મુએલા)

# પારસીની અગીઆરી.

હિંદુ કે બીજા કોઈ લોકોને આ મકાનમાં પેસવા દેતા નથી. કારણ કે પારસીઓમાં એ જગ્યા ઘણી પવિત્ર ગણાય છે. એમાં એ લોકોનો મુખ્ય દેવ જે (આતસ) **અગ્નિ,** તેને જાળવી રાખવામાં આવે છે; તથા તેની વખતો વખત પુજા થાય છે. આ દેવતા સુખડનાં લાકડાંનો હોય છે. કોઇ પારસીનાં ઘરમાં અગ્નિ બુઝાવી નાંખવાનો રિવાજ નથી, જો કદાચ ઓચિંતા બુઝાઇ જાયતો અપશુકન થયા ગણે છે, અને ફરીથી અગીઆરીમાંથી વાજતે ગાજતે લાવે છે. ભાઇ પ્રેક્ષકલાલ, હવે તમે સમજ્યા હશો કે **અગીઆરી** એટલે (અગ્નિઆરી) અગ્નિ રાખવાની જગ્યા છે. આવાં મકાન આખા શહેરમાં **ચાર** છે. તેમાંનું એક આ, તથા બીજું માળવી પીઠમાં છે. (તે મોટું તથા જુનું છે) બીજાં બે નાનાં છે. અગીઆરીને પારસી લોકો **આતસબહેરામ** પણ કહે છે. સૌથી જુના આતસ બહેરામ **ઉદવાડા** ગામે છે. આટલી વાત કરી અહીંથી જમણે હાથે **દારૂની ડપો** (વખાર) જોઇ **નોસારી દરવાજે.** ગયા. પ્રેક્ષકલાલે કહ્યું. આ રસ્તો **ઉધના** થઇ **સચીન.** સુધી જાય છે. ઉધનામાં **ભીડભંજન** નામે મહાદેવ છે. ત્યાં માગસર માસના દર સોમવારે મેળો ભરાય છે. ત્યાંથી આગળ ચાલતાં જમણે હાથે **દારૂનું ફંડ** (દારૂ ગાળવાનું કારખાનું) આવ્યું તે બતાવ્યું. પછી **જાફરઅલીને દરવાજે** શહેરમાં પેઠા. ત્યાં **રોકડીઆ હનુમાનનાં** દર્શન કરી કોટને રસ્તે **મજુરા દરવાજે** આવી પહોંચ્યા.

પુરકલાલ—આ દરવાજે અગાઉ ઘોડા દોડાવવાની સરત થતી હતી, તેથી એને **ઘોડદોડનો દરવાજો** પણ કહે છે. એ રસ્તે થઇ **મોટી પાંજરાપોળમાં** જવાય છે.



# પાંજરાપોળ.



પ્રેક્ષકલાલ—પાંજરાપોળ જોવા જેવી હશે; માટે ચાલો આપણે જઇએ.

પૂરકલાલ—હા ચાલો. બન્ને જણ ગયા, અને પાંજરાપોળમાં પેઠા. ત્યાં જાત જાતનાં **ઘોડા, બળદ, ગાયો, ભેંસો, પાડાં, કુતરાં, હરણ,** વગેરે દુઃખી જાનવરો હતાં. તેમને નોકર ચાકરો ચારો નાંખવા ઉપરાંત દાણો માંડીને સાફસુફ કરતા હતા. તે ઉપર મેનેજર દેખરેખ રાખતા હતા. આ સર્વ જોઇ પ્રેક્ષકલાલ બહુજ ખુશ થયા.

પ્રેક્ષકલાલ—આવી સારી બરદાસ તો એના ધણીએ પણ રાખી નહિ હોય ! આ જાનવરોનો નિભાવ શાવડે થાય છે ?

પૂરકલાલ—આ એક **ધર્માદા ખાતુ** છે, ને ધર્મના કામોમાં શ્રાવક લોકો ઘણા પૈસા ખરચે છે. કોઇ પોતાની મીલકતનો અમુક ભાગ મરતી વખતે કે જીવતાં પાંજરાપોળમાં આપી દેછે. કોઇને વેપારમાં સારો લાભ મળ્યો હોય તો દશમો ભાગ કે તેથી વધારે એ ખાતે મોકલે છે. વળી પૈસાદારો પોતાના જાનવરો પાંજરાપોળમાં મોકલે છે, ત્યારે અમુક રકમ જોડે આપે છે. વળી કોઇ ઘાસ, દાણો, કડબ, વગેરે જેમ જેને અનુકુળ પડે તેમ મોકલી આપે છે, અને તે બધામાંથી આ ખાતુ ચાલે છે. એને લગતી ઢોરોને ચરવા તથા ઘાસ કાપવા માટે જમીન રાખેલી છે, તેમાં નોકરો ઢોરોને ચારવા લઇ જાય છે. પાણી પાવા માટે આ વચમાં મોટો કુવો છે, અને તે ઉપરાંત હમણાં મ્યુનિ. એ પાણીનો નળ પણ આપ્યો છે; તેથી ઘણું સુખ થઇ ગયું છે. આ ખાતાનો તમામ હિસાબ **મહાજનના શેઠ દ્વારકાદાસને** ત્યાં રહે છે. એમનું મકાન કેળાપીઠમાં છે. આ જોયા પછી અહીંથી પાછા ફર્યા, અને દરવાજે આવી માંહે પેઠા. સામેને રસ્તો **ખેતરપાળ** આગળ **થઇ નાની લેન**માં જાય છે, તે પૂરક-

સાલે બતાવ્યો. **પુતળાં વાડી** (જેમાં હાલ જીલ્લાના કલેકટર સાહેબ રહે છે તે) તથા બીજા યૂરોપિયન અમલદારો રહે છે તે **બંગલાઓ** જોતા જોતા **અડવાને દરવાજે** આવી પહોંચ્યા. ત્યાંથી **અઠવા લાઈન્સ** (લશ્કરની છાવણી)માં ગયા. ત્યાં **સરતનું મેદાન**, સિપાઇઓનો મુકામ, તથા દારૂખાનું રાખવાની જગ્યા વગેરે બતાવ્યું. પછી આગળ ચાલતાં અડવા ગામે **ફાર્મ** * તથા રાવબહાદુર નગીનચંદ **ઝવેરીના બંગલા** તથા **દહેરૂં** † બતાવ્યું. અહીં દરરોજ રાત્રે વીજળીની બત્તીઓ સળગે છે. આ બંગલા જેવું શહેરમાં એક પણ મકાન નથી.અહીંથી પા માઇલ ઉપર ઉમરા ગામ છે, ત્યાં **રામનાથ ઘેલા** નામે મહાદેવનોમેળો ભરાય છે. એ મહાદેવની પુજા તથા ઉપજ માટે સુરતના **પંડયા** અટકના **નાગર બ્રાહ્મણોનો હક** છે. આ પાકી સડક **ભીમપોર** અને **ડુમસ** ગામ સુધી જાય છે. એ બંને ગામ સચીનના નવાબ સાહેબના તાબામાં છે. ભીમપોરમાં ભાદરવા સુદ ૧૪ (આણંદ ચૌદસ) કે અનંત ચતુર્દશી) ને દિવસે મોટો મેળો ભરાય છે. એ વખતે સુરતના લોકો બબ્બે દિવસ આગળથી ત્યાં જઇ ઘર ભાડે રાખીને રહે છે, અને દરિયામાં નાહી ધોઇ **ભીમપોરીઆહનુમાનના** દર્શન કરે છે. અહીંથી વાયવ્યે નજીકમાં ડુમસ છે, એમાં પહેલાં **દુર્વાસા મુનીનો** આશ્રમ હતો, એમ કહેવાય છે. આ જગ્યા ગુજરાતમાં હવા ખાવાને માટે પ્રખ્યાત છે, તેથી દરિયા કિનારે ઘણા અને સુશોભિત બંગલાઓ બાંધેલા છે. આ બંગલાઓ બાગ્યેજ કોઇવાર ખાલી પડેલા જોવામાં આવે છે. ભીમપોર મીંઢોળા નદીના મુખ ઉપર, અને ડુમસ તાપી નદીના મુખપર આવેલું છે. ડુમસથી સામે પાર હજીરા નામે ગામ છે, તે ડુમસ કરતાં પણ સારી હવાની જગ્યા ગણાય છે. ત્યાં **વૉકસ સાહેબ** જે મુંબઇમાં નોકર હતા, તેની કબર તથા હજીરો છે તે એમના નામેજ ઓળખાય છે. (આ સાહેબ એમના

* ફાર્મ=ખેતર. આ ગામે સરકારે અમુક જમીનમાં વધારેમાં વધારે કેટલો પાક થાય છે, એ જોવાને ખેતર રાખ્યું છે.

† શ્રાવક લોકો જૈન ધર્મ પાળે છે, અને એમના દેવને બેસાડવાની જગ્યાને દેરાસર, તથા કથા વાર્તા કરવાની જગ્યાને અપાસરો કહે છે, એમાં ગોરજીઓ રહે છે.

**મડમ સાહેબ** જોડે હોડીમાં બેસી તાપીમાં હવા ખાતાં ડુબી ગયા હતા. તેથી ત્યાંજ ભૂમિદાહ કરવામાં આવ્યા હતા.) એ જગ્યાએ દરીઆમાં ખડક છે. તેથી વહાણોની સલામતી માટે એક દીવાદાંડી બાંધી છે તે ઉપર રાતના દીવો સળગે છે. એ જગ્યાએ મુંબઇના શેઠ ફરદુનજી પારેખની ધર્મશાળા છે. તેમાં લોકોને રહેવાનું ઘણું સારૂં પડે છે. વળી ત્યાં બે કુવા છે તેમાંના એકનું પાણી ઘણુંજ ઉત્તમ ગણાય છે. આ કુવો અધ્યારૂ રૂસ્તમજી માણેકજીએ બંધાવ્યો હતો. (સંવત ૧૭૫૫ શ્રાવણ સુદ ૩) આ પારસી ગૃહસ્થ વલંદા અને અંગ્રેજનો દલાલ હતો, અને ઘણો પૈસાદાર હતો. આ શહેરમાં રૂસ્તમપરૂં અને રૂસ્તમબાગ એમના નામથી આજે મશહૂર છે. હજીરાની પાસે * **સીકોતરી** (સંગમોત્તરી) માતાનું દેવળ છે. અહીંથી ૨॥ માઇલ પર સુંવાલી ગામ છે. ત્યાં આગળના દરીઆમાં ઇ. સ. ૧૬૧૫માં અંગ્રેજ અને પોર્ટુગીઝ વચ્ચે લડાઇ થઈ હતી. ઉપર મુજબની વાતચીત કરતા કરતા પાછા અડવા દરવાજે આવી પહોંચ્યા. માંહે પેસતાં સામે ફ્રેંચ લોકોની વખારની જગ્યા હતી તે બતાવી અને કહ્યું કે ભાઇ પ્રેક્ષકલાલ, આ જગ્યા હજી **ફ્રાન્સિસ વાડીને** નામે ઓળખાય છે.



## અદાલતના બંગલા.

અહીંથી ડાબા હાથને રસ્તે વળ્યા, અને અદાલતના બંગલા આગળ (નદીના કાંઠાપર) આવીને ઉભા.

પૂરકલાલ—જુઓ આ **શેશન કૉર્ટનું** મકાન છે એમાં દિવાની અને ફોજદારી બંને જાતના મુકરદમા ચૂકવાય છે. એના અધિકારીને **શેશન જજ કે ડિસ્ટ્રીક્ટજજ** કહે છે. એમનું કામ ઇન્સાફ કરવાનું છે. ઘણું કરીને એ અમલદાર યૂરોપીઅનજ હોય છે. એમને દર મહિને ૨૩૦૦

* તાપી નદી દરિયાને મળે તે જગાથી ઉત્તર દિશાએ આ દેવળ છે, તે ઉપરથી માતાનું નામ સીકોતરી કે સંગમો-તરી પડ્યું છે.

રૂપિઆ પગાર મળે છે. દરેક જીલ્લાના મુખ્ય સ્થળમાં આવી એક **શેશન કોર્ટ** હોય છે. કલેક્ટરના દરજ્જાની હદ ઉપરાંતના તમામ ફોજદારી અને દિવાની કેસો એમની પાસે આવે છે. એમના ઉપર મુંબઇની **હાઈ કોર્ટ** છે. આ જજ સાહેબના તાબામાં બે કે ત્રણ આસિસ્ટંટ જજ હોય છે. તે પૈકી એક કે બે દૂરનાં તાલુકામાં રહી ઇન્સાફ કરે છે. તેઓ **સબોાડનેટ જજ** કે **મુનસફ** કહેવાય છે. આ જીલ્લામાં **વલસાડ** અને **ઓરપાડ** માં એવા મુનસફો છે, તેઓ એમના તાબામાં રહી કામ કરે છે. બાકીના બે જજ જીલ્લામાં રહી જજના કામમાં મદદ કરે છે. એ **ફર્સ્ટકલાસ સબજજ** અને **સેકન્ડકલાસ સબજજ** કહેવાય છે. જુઓ એ બંનેની કોર્ટ જુદી જુદી રાખવામાં આવી છે. આ ચારે સબ જજના કામપર શેશન કોર્ટમાં અપીલ કરી શકાય છે. આસિસ્ટંટ જજોની આગળ ઘણી ખરી ફરિયાદ પૈસાની ( લેવડ દેવડની ) આવે છે. શહેરની આવી ફરિયાદ માટે એક જુદી કોર્ટ રાખી છે. તેને **સ્મૉલકૉઝ કોર્ટ** કહે છે. એ રૂા. ૫૦૦ ની અંદરની રકમના ફેંસલા આપે છે. આવી હલકી રકમના કકડા કરી આપી શાહુકાર અને આસામીનું મન મનાવવાનો વખત આ કોર્ટને ઘણીવાર આવતો હશે, તેથી ઘણા લોકો મશ્કરીમાં એને **કાંધા કોર્ટ** પણ કહે છે. આ કોર્ટના ફેંસલા ઊપર અપીલ કરી શકાતી નથી. અહીંના જજ પણ ડિસ્ટ્રીક્ટ જજના તાબેદાર ગણાય છે. એમનો પગાર ૮૦૦ રૂપીઆ સુધીનો હોય છે. આસિસ્ટંટ જજના પગાર રૂા. ૩૦૦ થી ૫૦૦ સુધીના હોય છે. આ સઘળી ન્યાય કોર્ટો માટે સરકારે હાલમાં સામેનું નવું મકાન તૈયાર કરાવ્યું છે. તેમાં થોડા વખતમાં લઇ જવામાં આવશે. કોર્ટની સામેના ઓવારાને **નાવડી બંદરનો ઓવારો** કહે છે.

## જેલ કે તુરંગ.

પછી સ્મૉલકૉઝ કોર્ટથી જમણે હાથે નવા મકાનની પાછળ કાળા

રંગના મકાનમાં ગયા.

પૂરકલાલ—આ કેદીઓને રાખવાની જગ્યા છે. એને **જેલ** કે **તુરંગ** કહે છે. આ જેલમાં ૩ માસની અંદરની સજાવાળાને રાખે છે. વધારે મુદતવાળાને **અમદાવાદ** મોકલવામાં આવે છે. ચોરી, ખૂન વગેરે ફોજદારી ગુન્હો કરનાર કેદીજ એમાં આવે છે. દરેક કેદીને સરકાર ચદ્દી, બંડી તથા ટોપી પહેરવાને આપે છે, તથા પાણી માટે એકેક લોઢાનું **ટબ** (ડોલચું) આપે છે. બધાને સાથે બે વાર તદન સાદો ખોરાક આપી આખો દિવસ તેમની પાસે સખત કામ કરાવે છે. જેને જે ઉદ્યોગ કે હુન્નર આવડતો હોય, તે ( બનતા સુધી ) સોંપે છે; અને ન આવડતું હોય તો શીખવી તેને ઉદ્યોગી થવાનો મહાવરો પાડે છે. આથી કરીને હરામનું શોધવાની માઠી ટેવનો નાશ થાય છે. રાત્રે દરેક કેદીને પોતપોતાની ખોલી (ઓરડી)માં ગોંધી તાળું મારવામાં આવે છે; અને જેલની બહાર તથા અંદરથી સિપાઇઓ વારાફરતી હથીઆર બંધ પહેરા ભરે છે. એમ છતાં કેટલીક વાર કેદીઓ નાશી ગયાનું આપણે સાંભળીએ છીએ. જેલમાં વણાએલી શેત્રંજી તથા પાટી ઘણી મજબૂત કે ટકાઉ નીકળે છે, તેથી ઘણા લોકો તે ચાહીને લે છે. દરેક કેદીને જેલમાં દાખલ કરતાં તથા છોડી મૂકતાં પહેલાં તોળી જુએ છે. જેનું વજન ઘટે છે તેને અસર થયેલી માને છે. કેટલાક તો જેલને પોતાનું મોસાળજ સમજે છે, તેથી છુટતી વખત કહી જાય છે કે હું થોડા વખતમાં પાછો આવીશ. આ કેદીઓના ઉપર **જેલર સાહેબ** પૂરતી સંભાળ રાખે છે, અને તેઓ અહરનીશ જેલમાંજ રહે છે. તે ઉપરાંત સિવીલ સર્જન સાહેબ, કલેક્ટર સાહેબ તથા શહેરના બીજા આબરૂદાર માણસો એની તપાસ માટે જાયછે; અને તેમના ઉપર કોઇ જાતનો વધુ જુલમ થતો હોયતો અટકાવે છે. કેદીઓ માંદા પડે તો તેમને દવા આપવામાં આવે છે, અને તેટલો વખત તેની પાસેથી કામ લેતા નથી.

—✱✱✱—

# હેડપોષ્ટઑફીસ.



કેદખાનું જોઇ બંને પાછા વળ્યા, અને નાનપરામાં સનાતન ધર્મ મંડળના વૉઇસ પ્રેસિડંટ, અને દયાળુ સ્વભાવને લીધે લોકપ્રિય થઇ પડેલા ડા૦ **દીનશાજી જીવાજી એદલબહેરામ**ના બંગલા આગળ થઇ **લાયબ્રેરી**ના મકાન આગળ આવ્યા. ત્યાંથી ડાબા હાથને રસ્તે ચાલ્યા, અને **શાહુકારી જેલના** મકાન આગળ થઈ **પોષ્ટ ઑફીસ**ના મકાનમાં પેઠા.

પૂરકલાલ—જુઓ આ પોષ્ટ ઑફીસનું મકાન છે. એના વડા અમલદારને **પોષ્ટ માસ્તર** કહે છે. એમના હાથ નીચે ૫-૬ કારકુનો (કલાર્કો) છે. બારણામાં પેસતાં જમણે હાથે **તાર ઑફીસ** છે. એ ગવર્નમેન્ટ તાર ઑફીસની શાખા છે. નાનપુરા જેવા દૂર લત્તાના તાર તે ઑફીસ અહીં મોકલે છે, અને એ વહેંચી દે છે. તેમજ અહીંના લોકોને તાર મૂકવા માટે તે તાર ઑફીસ સુધી જવું પડતું નથી. જુઓ આ ડાબી બાજુએ **મનીઑર્ડર** ઑફીસ છે. તે લોકોના પૈસા જ્યાં મોકલવા હોય ત્યાં મોકલી આપે છે. એની જોડે **સેવિંગ બેંક** છે તે લોકોના પૈસા જમા રાખે છે, અને જ્યારે જોઇએ ત્યારે પાછા આપે છે. ઉપરાંત જમા રાખેલા પૈસાનું વ્યાજ આપે છે. આ બેંકથી ગરીબોને પૈસા સંગ્રહ કરવાનું બની શકે, માટે એક રૂપિઆથી ૨૦૦ રૂપિઆ સુધી એક વરસમાં એક જણ પાસેથી જમા લેછે. આ રજીષ્ટાર ઑફીસ છે, તે કાગળો વગેરે રજીષ્ટર કરી મોકલી આપે છે, અને જવાબ જોઇતો હોય તો મંગાવી આપે છે. જોડે આ પારસલ ઑફીસમાં કીંમતી માલના પારસલો (ગઠડીઓ) મોકલવાનું કામ થાય છે. અહીં દરેક કામ કરનાર જુદા જુદા માણસો હોવાથી કોઇને રોકાવું પડતું નથી. જુઓ આ **પોષ્ટ માસ્તર સાહેબ** બેઠા છે, તેઓ બધા કામ પર દેખરેખ રાખે છે. આ ઑફીસ દેશાવરના કાગળો આવે તે દિવસમાં બેવાર વહેંચે છે. એક સવારે ૭ વાગતે, અને બીજીવાર સાં

જના ૫ વાગને. આથી વેપારીઓને ઘણી સગવડ થઇ ગઇ છે, અને હં-મેશાં મુંબઇના કાગળો સાંજના સુરતમાં વંચાય છે. આ ટપાલવાળાઓને કાગળો વહેંચી લેવાની બેઠક છે. બધા આ ટેબલની ફરતે બેસે છે, અને એક જણ નામ વાંચી જે લત્તાનો હોય તે લત્તાના સિપાઇને આપે છે. ટપાલના કાગળો ગામમાં વહેંચનાર સિપાઇઓને **ટપાલી** (પોસ્ટ-મેન) કહે છે. ગામડાંના લોકો તો **ડાકીઓ** કહે છે.

બીજી પોષ્ટ ઑફીસો શહેરમાં ૫ છે, તે સઘળી **બ્રાંચ ઑફીસ** ગણાય છે. તેના ઉપર આ હેડ ઑફીસના માસ્તર સાહેબની દેખરેખ રહે છે. એ પાંચ પૈકી ૧ કણપીઠ, ૨ સ્ટેશન, ૩ ગોપીપુરા, ૪ ઝાંપા બજાર, અને ૫ સૈયદપુરા બ્રાંચ છે. આ સિવાય બહાર ગામની પોષ્ટ ઑફીસોમાં પણ આ **જીલ્લા ઑફીસ** ગણાય છે. ટપાલ ખાતાના નોકરોનો પગાર કાર્ડ, કવર, ટિકીટ વગેરેના વેચાણમાંથી નીકળી રહે છે, અને દર વર્ષે તેમાં અમુક રૂપિઆ વધારો પડે છે.

આ ઑફીસની જોડે યૂરોપીઅન મુસાફરોને રહેવાનું મકાન છે. તથા એની પૂર્વે **ઇજનેર ઑફીસ** છે. આ મકાનોમાં **વલંદાની કોઠી** હતી, અને આ કિનારો **વલંદા બંદરને** નામે ઓળખાતો હતો. (એ લોકો સુરતમાં ઇ૦ સ૦ ૧૬૧૬ માં આવેલા) આ જગ્યા ઉપર હાલ બાગ બન્યો છે. જે **પ્રિન્સ બાગને** નામે ઓળખાય છે. એ તૈયાર કરવાને આ શહેરના સખી ગૃહસ્થ **હૈદરઅલી કાશમભાઇએ** રૂ. ૫૧૦૦ આપ્યા હતા. એમાં બે ફુવારા છે. નદી કાંઠે જે છોબંધ ભીંત છે, તે હાલમાં નવી કરેલી છે. એ પહેલાં લાકડાંની હતી, અને તે પહેલાં છોની હતી; પણ તે છોબંધ ભીંત રેલથી તુટી જવાથી લાકડાંની બાંધી હતી. આજથી ૮૪ વર્ષપર વલંદાઓ આ જગ્યા અંગ્રેજ કંપનીને વેચી પોતાને દેશ ગયા હતા.



## મક્કાઇ ભાગળનો પૂલ.

સીધે રસ્તે આગળ ચાલતાં **શાહેર હોટલ** આગળ આવી પહોંચ્યા,

ને પૂલ ઉપર આવ્યા ત્યારે પ્રેક્ષકલાલે પૂછ્યું પાણી આ કંઇ ખાડી આવી ?

પૂરકલાલ— એ માંહેના કોટને ફરતી છે તે. એ મજુરા ભાગળે થઇ ત્યાંથી બરહાનપુરી ભાગળે રહીને સૈયદપુરી ભાગળે જાય છે; અને ત્યાંથી વરીઆવી ભાગળ આગળ થઇ તાપીને મળી જાય છે.

આ પૂલથી આખા શહેરનું રક્ષણ થાય છે. કારણ કે જ્યારે નદીમાં રેલ આવે છે, ત્યારે કોઇવાર આ કમાન ડુબી જાય એટલાં બધાં પાણી આવે છે. પાણીનું જોર માપવાને મથાળે આ યંત્ર મૂકેલું છે. ઇજનેરોએ આ પૂલ બાંધ્યો, ત્યારથી નક્કી કરીને બાંધ્યો છે કે પાણીનું આટલુંજ બળ એ સહન કરી શકશે. તેથી રેલ આવે છે ત્યારે બળ તપાસવાને આ પૂલપર અખંડ માણસો બેસી રહે છે. જો પાણી વધી જાય ને પૂલ તૂટી જવાનો ભય જણાય તો આ ત્રણ બારીઓ થોડી ઉઘાડીને પાણી માંહે લે છે. રેલ આવવાની હોય તે અગાઉ અત્રેના કલેકટર સાહેબને મધ્ય પ્રાંતના અમલદારો તારથી ખબર આપે છે. તેથી અહીં સાવચેતીના ઉપાયો લઇ રાખવામાં આવે છે.જમણી બાજુએ આ ચકકરો જે લોઢાના **દાંડામાં** બેસાડેલાં છે, તે ફેરવાળા હોવાથી ચક્કર અવળા સવળી ફેરવતાં દાંડા ઉંચા નીચા ચઢે ઉતરે છે. એ દાંડાને નીચલે છેડે બારણાં જડેલાં છે, તેથી તે પણ ઉંચાં નીચાં થઇ શકે છે, અને તેથી પાણીનો રસ્તો ખુલ્લો કે બંધ કરી શકાય છે.



## બીજાં દેવાલયો તથા મેળાઓ.

પૂરકલાલ—ભાઇ પ્રેક્ષકલાલ, આપણે હવે લગભગ આખું શહેર ફરી વળ્યા છીએ. ચાલો હવે ઘર તરફ જઇએ.

પ્રેક્ષકલાલ—હા ચાલો. આજે હંમેશ કરતાં રખડવાનું વધારે થયું છે, જેથી હું પણ થાકી ગયો છું; છતાં દેવ દર્શન કરતા જઇએ.

એમ કહી બંનો માછીવાડાને રસ્તે સીધી સડકે આગળ ચાલ્યા. રસ્તામાં પૂરકલાલે કહ્યું. સુરત શહેર વસવા પહેલાં પણ આ માછીઓના ઝુંપડાં આ જગ્યાએ હતાં. માટે આ સૌથી જુની વસ્તી છે.

સુરજ નામની સ્ત્રી રાંદેરથી આ પાર આવી રહેલી, તે જગ્યા પણ આજ છે. આગળ ચાલતાં જમણા હાથે **મજુરા ભાગળ** આવી તે તથા ત્યાંથી જણાતું **રૂદરપરૂં**, **રહેમતપરૂં** અને **નાની લાઇન્સ** (લશ્કરને રહેવાની જગ્યા) બતાવી. ડાબા હાથે **પશુદવાશાળા** પણ બતાવી લેવા ચુકયા નહિ. પછી આગળ વાત કીધા મુજબ **કાજી સાહેબનો મિનારો** બતાવી **વગર ઠળીઆની બોરડી આગળ** આવ્યા. પછી **મીર માસુમ અલીખાન સાહેબના મહેલ** આગળ થઇ ગોપીપરામાં આવી પહોંચ્યા. અહીં આવેલી શ્રાવકોની મોટી મોટી હવેલીઓ જોતા જોતા ખપાટીએ ચકલે થઇ **બાલાજી** આગળ આવ્યા. એ જગાએ નીચે મુજબના મંદીરો છે તેમાં જઇ દેવ દર્શન કીધાં.

| | | | |
|---|---|---|---|
| ૧ **બાલાજીનું** | **મંદીર** | ૬ **શ્રીનાથજી બાવાનું** | મંદીર |
| ૨ **રામચંદ્રનું** | ,, | ૭ **હાટકેશ્વર શિવાલય** | દહેરૂં |
| ૩ **કાશીવિશ્વનાથનું** | ,, | ૮ **અંબાજીનું** | ,, |
| ૪ **રાધા વલ્લભનું** | ,, | ૯ **કાળકામાતાનું** | ,, |
| ૫ **સત્યનારાયણનું** | ,, | ૧૦ **મોટું મંદીર** | |

આ બધાં દેવાલયો થોડા થોડા અન્તરે છે, તેથી લોકો સાંજને વખતે દર્શન કરવા ટોળાં બંધ ભેગા થાય છે.

આ શહેરમાં હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી આ ચારે * ધર્મના લોકો વસે છે. એ પૈકી હિંદુ ધર્મ માનનારાની સંખ્યા સૌથી વધારે છે.

---

* છેલ્લા ત્રણ ધર્મમાં વધુમત ભેદ નથી, પણ હિંદુ ધર્મમાં અનેક પેટા ધર્મ ચાલે છે. તેથી એ ધર્મના લોકોમાં ભ્રાતૃભાવ **હોવો** જોઈએ, તેવો **હજી** જોવામાં આવતો નથી. પરમાત્માના રજસ, સત્વને તમસ્ ગુણોને બ્રહ્મા, વિષ્ણુ ને શિવના રૂપો આપી તેની મૂર્તિઓ કલ્પી તેની પુજા અર્ચાના વિધીઓ ઠરાવી લોકો શાન્તિ શોધે છે, પણ એથી શાન્તિ પ્રગટતી નથી. જ્યાં સુધી મૂર્તિઓદ્વારે પણ અંતરમાં રહેલા સત્યઅંશની શોધ કરી શકાતી નથી, અથવા તે તું છે એમ સમજ થતી નથી, ત્યાં સુધી સર્વ ભ્રામા છે. માટે સર્વ મતપંથીઓએ દેશકાળ તરફ નજર કરી હવે મમત્વ છોડી દઇ ધોરી માર્ગે

આ વાત કરી બંનો ઘર આગળ જઇ વાળુ કરી સુતા. આજે તો તરત-જ ઊંઘી ગયા. પણ બીજે દિવસ એકાદશીનો હતો, તેથી લોકોએ મળસ્કામાં તાપીએ નહાવા જવાને માટે પાડોશીઓને બોલાવવાની ધાંધલમાં જાગી ઉઠ્યા. એઓ પણ કપડાં પહેરી અશ્વનીકુમાર તરફ ચાલ્યા. ત્યાં **ગુપ્તેશ્વર મહાદેવ** અને **ઓવારો, ફુલપાડા ધર્મશાળા** ને **સ્મશાન ભૂમિ, આગગાડી જવાનો પૂલ, આચાર્યજીની બેઠક** તથા બીજા તમામ ઓવારાઓ જોયા પછી **સ્વામિનારાયણની તુલશી વાડીમાં** જઇ કપડાં ઉતારી તાપી સ્નાન કીધું; અને બહારો બહાર હોડીમાં બેસી વરાછા આગળ (વોટર કનેકશન) **પાણીનું કારખાનું** જોવા ઉપડ્યા. પ્રેક્ષકલાલને આગળ વાત કરી હતી, તેથી વધુ સમજાવવાની જરૂર પડી નહિ. માત્ર **નદીમાંના કુવા**, બે **બૉયલરો, ટાંકીઓ** અને મોટાં નાનાં **ભુગળાં** વગેરે જોઇ શહેરમાં આવી ઘર આગળ જમ્યા. અને નિરાંતે બેઠા.

પ્રેક્ષકલાલ—ભાઇ પૂરકલાલ, આજે રસ્તામાં બહુ માણસો આપણી જોડે હતાં. ખરેખરો મેળોજ હતો. આવા **મેળાઓ** શહેરમાં કેટલા અને ક્યાં ક્યાં ભરાય છે વારૂ ?

પૂરકલાલ–હા ભાઈ, આજે મેળોજ હતો. શહેરમાં આવા મેળાઓ ઘણા ભરાય છે, તેમાંના થોડાનાં નામ, જગ્યા અને દિવસ હું કહું છું.

---

આવી જવાની ઘણી જરૂર છે. એ ધોરી માર્ગ તે સત્ય સનાતનધર્મ છે આ ધર્મનું મંડળ આ શહેરમાં છે. અને તે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી ચારે વર્ણના ભાઇબહેનોને અનુકુળ થઇ પોતાની ફરજ અદા કરે છે. એમનો મૂળ સિદ્ધાંત એ છે જે પ્રાણીમાત્ર આપણાં બંધુઓ છે, કારણ કે સર્વનો સરજનાર એકજ છે. જેથી પરસ્પર ભ્રાતૃભાવ રાખવો જોઈએ, અને પ્રભુ પ્રિત્યર્થે દરેકે પોતપોતાની મુકરર ફરજ શી છે, તે સમજીને અદા કરવી યા કરાવવી જોઇએ. એઓ કોઈ મત પંથ કે વાડાની અવગણના કરતા નથી, એઓ પોતાની અને સમાગમમાં આવનાર ભાઈઓની અહરનીશ આત્મોન્નતિજ ઇચ્છે છે; તેથી આખા દેશમાં આ તત્વજ્ઞાનપ્રસારકમંડળ તરીકે મશહુર છે.

| નંબર. મેળાનાં નામ. | ક્યાં જગ્યાએ ભરાય છે, | ભરાવાનો દિવસ. |
|---|---|---|
| ૧ —**ભીડભંજન મહાદેવનો** | —નવસારી દરવાજેથી ઉધના સુધી | —માગસરના દરેક સોમવારે |
| ૨ —**કનકવાનો** | —સ્ટેશનની પૂર્વમાં ધોબીઘટ્ટા આગળ. | —પોષ વદ અમાસ. |
| ૩ —**દિવાસાનો** | —નાનપુરામાં નાવડી બંદરને ઓવારે. | —અષાડ વદ અમાસ. |
| ૪ —**પવિત્રાબારસનો** | —મોટા મંદીર આગળ | —શ્રાવણ સુદ. ૧૨ નો |
| ૫ —**અળેવનો** | —તાપી ઉપર ડક્કા બંદરે. | —શ્રાવણ વદ ૧ |
| ૬ —**જન્માષ્ટમીનો** | —અરદાનપુરી ભાગોળે. | —શ્રાવણ વદ ૮ |
| ૭ —**છડી નોમનો.** | —*ગલેમંડી આગળ. | —શ્રાવણ વદ ૯ |
| ૮ —**હડીઆ દશમનો.** | —ગલેમંડી આગળ, | —શ્રાવણ વદ ૧૦ |
| ૯ —**કંતારેશ્વર મહાદેવનો.** | —કતારગામ દરવાજેથી કતારગામ સુધી | —શ્રાવણના દરેક સોમવારે. |
| ૧૦ —**ગણપતિનો** | —સૈયદપુરામાં ગંગાધર શાસ્ત્રીનાઘર આગળ. | —ભાદરવા સુદ ૪. |

* મૂળ શબ્દ ગલ્લેમંદીર; એ જગાએ અગાઉના વખતમાં અનાજના ગલ્લા એટલે વખારો રહેતી માટે એ નામ પડેલું. પાછળથી એ શબ્દમાં બિગાડ થતાં થતાં ગલેમંડી કહેવાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | **—અંબાજીનો.** | —અંબાજીના ચકલા આગળ. | —આસો સુદ ૧ થી ૧૦ સુધી. સાંજના પાંચથી રાતના ૧૧ વાગતા સુધી. |
| ૧૨ | **—દશરાનો.** | —રૂસ્તમપરામાં | —આસો સુદ ૧૦ (વિજયાદશમીને દિવસે) |
| ૧૩ | **—ચંદની પડવો.** | —સ્ટેશન આગળના મેદાનમાં, તથા વિકટોરીઆ ગાર્ડનમાં | —આસો વદ ૧ રાત્રે. |
| ૧૪ | **—વિઠ્ઠલનાથજીનો** | —નાણાવટમાં વિઠ્ઠલવાડી આગળ. | —માગશર સુદ ૧૨ રાત્રે. |
| ૧૫ | **—હનુમાનનો.** | —(કુંભાળ ગામે) સરાફ દરવાજેથી કુંભાળ સુધી. | —શ્રાવણના દરેક શનિવારે. |
| ૧૬ | **—એજન.** | —(ભામપોર ગામે) અડવા દરવાજાથી ભામપોર સુધી. | —ભાદરવા સુદ ૧૪ (આણંદચૌદશકે અનંત ચતુર્દશીને દિવસે.) |
| ૧૭ | **—ઢકેબા** | —નવાબ સાહેબના મહેલથી વડીઆની ભાગોળ સુધી. | —મહોમેદન શવ્વાલ મહિનાની ૧ લી તારીખે. |
| ૧૮ | **—તાબુતનો.** | —એજન. | —મોહોરમ મહિનાની ૯મી તાની રાત્રે અને ૧૦માને દિવસે. |

પ્રેક્ષકલાલ—દેવસ્થાનના મેળા ભરાય છે, તે વખતે લોકો તે તે દેવસ્થાને જઈ કાંઈ પુજા અર્ચા કરતા હશે? કે મેળો જોઈનેજ પાછા ઘેર આવતા હશે?

# સંસ્કૃત પાઠશાળા.



પૂરકલાલ— શ્રદ્ધાવાન (ભાવિક જનો) બ્રાહ્મણો પાસે પુજા કરાવે છે. બાકીના તો તમે કહો છો તેમજ. હાલમાં બ્રાહ્મણોને પોતાનું વેદોક્ત તથા પુરાણોક્ત કર્મકાંડ તથા સંસ્કૃતવ્યાકરણ વગેરે શીખવા માટે સંસ્કૃત પાઠશાળા સારૂં સાધન થયું છે. એ શાળા ગોપીપુરાના આમલીરાન લત્તામાં છે, અને તે અત્રેના વડનગરા નાગર બ્રાહ્મણ **રા. ચંદ્રશંકર ભીમાનંદ** જેઓ હાલ જાહેર બાંધકામ ખાતાના પેન્સનર અને આ પાઠશાળા કમિટીના સેક્રેટરી છે. તેમની અખંડિત દેખરેખ નીચે સારી રીતે ચાલે છે. આ શાળા સ્થાપન કરવાનું માન એમને ઘટે છે. સને **૧૯૦૫**માં એ શાળા માટે કુલ **૩૦૦૦** રૂપિઆ ખર્ચી એમના પોતાના રહેવાના ઘર અને પોતાના **ચંદ્રમૌલેશ્વર મહાદેવ**ના દહેરાં નજીકમાં એક સુંદર મકાન એમની દેખરેખ તળે તૈયાર થયું છે. તેમાં લગભગ ૧૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ શિક્ષણ લેવા બેસે છે, અને પવિત્ર **ભાષાનાઘોષોથી મહોલ્લો ગજાવી** મૂકે છે. બહાર ગામના વિદ્યાર્થીઓને રહેવા સારૂ એક ઇલાયદું મકાન છે, તથા તેમને ખાવા પીવાની ગોઠવણ પણ સારી કરી છે. શિક્ષણ આપવાનું કામ બે **વૈદિક** તથા એક **શાસ્ત્રીજી** મળી ત્રણ શિક્ષકો યોગ્યતા મુજબ માસિક પગાર લઇ કરાવે છે. તેમના ઉપર **રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી** પૂરતી દેખરેખ રાખે છે. તેઓ અગાઉ **રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ** અને **જુનાગઢ સ્ટેટમાં એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબ** હતા. તેઓ હાલ પેન્સન લઈ આ કમિટીના ચેરમેન પદે બિરાજે છે. અને પોતાની વિદ્વત્તા અને બીજા અનુકરણિય ગુણોનો લાભ સ્વસ્થાનની પ્રજાને આપતા રહે છે. એઓએ આ શાળાના નિભાવ માટે યા **દેશ કલ્યાણાર્થે** રૂપિઆ **૧૦૦૦** જેવી મોટી રકમ, શાળાને ભેટ કરી હતી. આ કમિટીના જોઇન્ટ સેક્રેટરી તરીકે

**ડાકટર ઇશ્વિરલાલ ગૌવરીશંકર** જેઓ હરીપરામાં રહે છે; તેમણે પણ અંતઃકરણથી શાળા નિભાવવાના કામમાં મદદ કરી છે ને કરશે.

પ્રેક્ષકલાલ—હું આ **સંસ્કૃત પાઠશાળા**ની હકીકત સાંભળી ઘણો ખુશી થયોછું. આવી શાળાઓ ઠામ ઠામ નીકળવીજ જોઇએ. એના જેવી **ઉત્તમ ભાષા** દુનિયામાં બીજી એક પણ નહિ હશે, એવું ઘણા લોકોનું માનવું છે. ઘણી ખરી ભાષાઓ એમાંથી થઇ છે, તે પૈકી **ગુજરાતી**, **મરાઠી**, અને **હિંદી**, એની જોડે ઘણો નિકટનો સંબંધ ધરાવે છે.

પૂરક—હા, એ વાત ખરી છે. પણ એ ભાષા શીખવાથી શું શું ફાયદાઓ થાય છે, તે તમારા જાણવામાં છે? જાણતા હોય તો કહો.

પ્રેક્ષક—જાણું છું, એકતો **સંસ્કૃત** ભાષા શીખનારની જીભ એવી તો વળી જાય છે, કે ગમે તે ભાષાના અઘરા ઉચ્ચારો સહેલથી શુદ્ધ કરી શકે છે. બીજો મોટો ફાયદો એ છે કે કેળવણીમાં **ધર્મ** અને **નીતિ** મુખ્ય ગણાય છે, અને તે ધર્મ નીતિના પ્રાચિન આર્ય વિદ્વાનોના રચેલા ગ્રંથો સંસ્કૃત ભાષામાં છે, તે શીખવાનો લાભ મળે છે. જો કે હવે ઘણા ખરાં સંસ્કૃત પુસ્તકો ગુજરાતી કે બીજી ભાષામાં તૈયાર થયાં છે, તોપણ મૂળનો રસ તેમાં પૂરેપૂરો આવી શકયો નથી; અને તેથી જેવી થવી જોઇએ તેવી અસર થતી નથી. વળી દિનપર દિન એ ભાષા જાણનારાની સંખ્યા ઓછી થતી જાય છે, અને જો કદાચ ઉપર જણાવ્યા મુજબ ઉત્તેજન ન મળે તો ધીમે ધીમે એ ભાષા હતી ન હતી થઇ જાય, એમાં જરા પણ શક નથી.

પૂરકલાલ—તમારૂં માનવું ખરૂં છે. હવે હું તમને થોડી વાત રસ્તે ચાલતાં કરીશ. તમારે આજે પાછા ગામ જવાની ઉતાવળ છે, તો નકામા રોકીશ નહિ. એમ કહી બંનો ઉભા થયા, ને લુગડાં પહેરી સ્ટેશનને રસ્તે ચાલ્યા.



## સામાન્ય હકીકત.

પ્રેક્ષકલાલ—ભાઇ પૂરકલાલ, સુરત શહેર ખરેખર જોવા લાયક છે.

એમાં તો કશો પણ શક નથી.

પૂરકલાલ—બરોબર છે. આ શહેર ગુજરાતમાં પ્રાચિન (જુનું) અને રળીઆમણું ગણાય છે. આજથી એક સૈકા પહેલાં એની જે જા-હોજલાલી હતી, તે હાલમાં નથી. તોપણ કેટલીક બાબતમાં એ બેનમુન શહેર છે, એમ તમને પણ લાગ્યું હશે. આ શહેર દ્રવ્યની બાબતમાં બ-હારથી દેખાય તેવું ગબ્બર નથી, તોપણ **નાતવરા, ગાડી ઘોડા, વાડી બંગલા, વરઘોડા, મેળા, ઉજાણીઓ** વગેરેનો શોખ અહીંના જેવો બીજાં કોઇ શહેરમાં નથી. અહીંના લોકો ઘણા **ઉદાર જીવવાળા** અને **શોખીન** (સુરતી લાલા) તરીકે મશહૂર છે. કરકસર શબ્દ તો ભાગ્યેજ કોઇના લક્ષપર હશે, તેમ છતાં **નિખાલસ દીલના** (નિષ્ક-પટી), **દયાળુ, સાચું નીડરતાથી મોંપર કહેનારા** (ખુશામતીઆ નહીં) અને **તિવ્રબુદ્ધિના છે;** અને તેનાજ પરિણામે વિદ્વાન નર રત્ન આ ભૂમિમાં જન્મી પ્રખ્યાત થયાં છે. કેળવણીની બાબતમાં તથા બીજા સરકારી મોટા અધિકારવાળી જગ્યાઓ મેળવવામાં પણ આ શહેર-ના તનુજોજ પહેલ ભોગવી ગયા છે. વિચાર કરો કે **રા. નાનાભાઇ હરીદાસ જજ હાઇ કોર્ટ,** રા. બા. **ભીમભાઇ કીરપારામ** સેન્ટલમે-ન્ટ ઑફીસર, અને **રા. બા. ખંડેરાવ ચીમનરાવ બેદરકર,** એઓ કેવા માનવંતા પદે હતા ! તેમજ **મહેરબાન મુલ્લાંજી સાહેબ, ઑ. વીજભુખણદાસ આત્મારામ, ઑનરેબલ સૈયદઝેન, એક, એદ-રૂસ, રા. બા. ખંડુભાઇ ગુલાબભાઈ ઇજનેર,** તેમજ **સરદાર બ-હાદુર એદલજી ખુરસેદજી મોદીજી** વગેરે આજે પણ કેવા માનવંતા ગણાય છે ! એ ઉપરાંત **રા. સા. મધવચરામ બળવચરામ હૅારા રા. જગન્નાથ ઇચ્છારામ પુરોહીત, રા. સા. કૃષ્ણસુખરામ આત્મારામ મહેતા, મોદીજીના નબીરાઓ, રા. સા. ગુલાબદાસ લાલદાસ નાણાવટી, રા. સા. ઠાકોરદાસ મથુરાદાસ, રા. સા. એ-દલજી મંજીભાઇ,** રા. સા. **ચીમનલાલ લલ્લુભાઇ,** વગેરે જેવા સમજજો; તેમજ **રા. બા. લલ્લુભાઈ ગોરધનદાસ, રા. બા. ઉમેદરામ**

આણંદરામ ઠાકોર, રા. બા. ઉમેદરામ રણછોડદાસ, રા. બા. મુકુંદરાય મણીરાય, રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ, શેઠ આદરજી જીવણજી, અને ખા. બા. કુંવરજી કાવસજી સબાવાળા વગેરે ડેપ્યુટી કલેકટરો; કવિશ્વર નર્મદાશંકર લાલશંકર, જેવા એનમુન અને સ્વતંત્ર કવિ; રા. દોલતરાય સુરભાઈ, રા. મણીલાલ ઉમેદરામ ઠાકોર, રા. જમીયતરામ, હરદેવરામ અને મનુભાઇ નાનાભાઇ, રા. રતીલાલ બ્રીજલાલ, રા. ઈંદ્રજીત કાળાભાઇ, વગેરે બેરિસ્ટરો; રા. ગુલાબદાસ ભાઇદાસ, ખા. બા. બરજોરજી નશરવાનજી, રા. કાળાભાઈ લલ્લુભાઇ, રા. ઠાકોરરામ કપીલરામ, રા. બળવંતરાવ ત્રીપુરાશંકર, રા. રણછોડદાસ પ્રભુદાસ, રા. છબીલદાસ હરકીસનદાસ; રા. માણેકલાલ ચુનીલાલ સુતરીઆ, રા. પ્રાણલાલ મારનેરીઆ, રા. સુરચંદ બદામી, વગેરે હાઇકોર્ટ પ્લીડરો; રા. બા. વિરપ્રસાદ તાપીપ્રસાદ, રા. સા. નરભેરામ મંછારામ જોશી, રા. સા. ગુલાબભાઇ કંથડજી દેશાઇ, રા. સા. લાલભાઇ અંબારામ જેવા બાહોશ મામલતદારો; રા. બા. પાર્વતીશંકર, સ. બા. નંદશંકર, રા. દુર્ગારામ મંછારામ, શેઠ એદલજી દોરાબજી તળાટી, શેઠ મંચેરશાહ પાલનજી કેકોબાદ, રા. મોહનભાઇ હરિભાઈ, રા. ભાનુશંકર નારણશંકર, રા. ત્રિપુરાશંકર, રા. લાલશંકર, રા. છગનલાલ ઠાકોરદાસ, રા. દામુભાઈ ડાહ્યાભાઇ, રા. રણછોડદાસ, રા. લલીતાશંકર તથા રા. ચૂનીલાલ ઘેલાભાઇ શાહ જેવા ચતુર અને કાર્ય નીપુણ શિક્ષકો; અને વિદ્યાના પ્રોફેસર ટી. કે. ગજ્જર કે જેણે મહારાણી માતાનું બગાડેલું બાવલું અસલ સ્થિતિમાં આણી બીજા પ્રોફેસરોના માન મોડી પોતાનો નંબર પહેલો ગણાવ્યો હતો, તેપણ આજ ભૂમિકાના સુશોભિત ફુલો હતાં અને છે. વળી તમે જાણીને અત્યંત ખુશી થશો કે રા. બા. નંદશંકર માસ્તર સાહેબના ચિરંજીવી વિનાયક નંદશંકરે હાલ સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરી છે. તથા રા. ગીરધરલાલ

કાયસ્ત **સિવિલ સરજન** હતા; એ પણ આ સૂર્યપુરનોજ શણગાર છે. બારીક નજર કરીશું, તો કેળવણી ખાતામાં પણ સુરતેજ પહેલ કરેલી જણાશે. **રા. સા. મહિપતરામ રૂપરામ સી. આઈ. ઇ.** પહેલ વહેલા વિલાયત જઇ આવી આ પ્રાંતની બાળ શિક્ષણ પદ્ધતિનો પાયો રચનાર ગણાયા છે. તેમજ **રા. નવલરામ લક્ષ્મીરામ પંડયા, રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી** તથા **રા. સા. રણછોડલાલ લલ્લુભાઇ ખંભાતી** એ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં રહી કાઠીઆવાડના શીશુ શિક્ષકોની શિક્ષણ પદ્ધતિ સુધારી પોતાનું નામ અમર કર્યું છે. વળી આગળપર **દિન મણીશંકર શાસ્ત્રી** જેવા **સંસ્કૃત વૈયા કરણી** હોવાથી સુરત કાશીપુરી ગણાતું હતું, અને આજે પણ સંસ્કૃત ભાષાથી શણગારાએલા **રા. સા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી** અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં રહી ગુજરાતની ભવિષ્યની પ્રજાની ઉન્નતિ અર્થે પ્રિન્સિપાલના માનવંતા પદે બિરાજે છે. તેમજ **રા. સા. રણછોડલાલ લલ્લુભાઇ ખંભાતી** પોતાના શહેર અને જીલ્લાની કેળવણીની ઉન્નતિ માટે ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેકટર તરીકેના હોદ્દાપર હાલ છે. આ છેલ્લા બે સાહેબો પોતાની ફરજ અદા કરવામાં કે કાર્ય કુશળતામાં આજે અનોપનિયજ ગણાય છે. વળી **રા. સા. હિરાલાલ નરોતમદાસ દલાલ, રા. બા. મોતીરામ રાજારામ, રા. બા. ગણપતરામ ગૌવરીશંકર શાસ્ત્રી, રા. સા. જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી,** તથા સ્વર્ગવાસી **રા. સા. મંણીધરપ્રસાદ તાપીપ્રસાદ** જેવા વિદ્વાન અને કાર્ય નિપુણરત્નો અત્રેનાજછે, અને હતાં. શહેર સુધારક મંડળ તરફ નજર કરીશું તો **શેઠ ઇશ્વરદાસ જગજીવનદાસ સ્ટોર, ખા. બા. બરજોરજી નસરવાનજી વકીલ, ડાકટર દીનશાજી જીવાજી એદલ. બહેરામ ખા. સો. મોલવી અબદુલ કાદર બાચકજા, ખા. સા. ખુરશેદભાઇ નસરવાનજી, રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી, રા. મોટાભાઇ મોતીલાલ દેશાઈ, રા. ઠાકોરરામ કપીલરામ, ડા. શામલાલ લલ્લુભાઇ, રા. ત્રિભોવનદાસ કાહાનદાસ ઇજનેર, રા. અનુપરામ કીરપારામ વકીલ, શેઠ અરદેશર મહેરવાનજી ગાંધી** વગેરે **સ્થાનિક સ્વરાજ્યને શોભાવે** એવી કાબેલીઅત ધરાવનારા આ શહેરમાં હજીપણ

હયાત છે. તેમજ **રા. સા. મંછારામ ઘેલાભાઇ, રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, શેઠ અરદેસર તાલીઆરખાં, શેઠ હોર્મજજી જમસેદજી અને રા. કીકાભાઈ પરભુદાસ** જેવા દેશ દાઝ અને ઝાહેર હિંમતથી વર્તમાન પત્ર ચલાવનારા; તથા **ખા. બા. નાનાભાઇ કાવસજી, પો. સુ., રા. સા. પ્રાણશંકર ત્રિપુરાશંકર પો. ઇ.** તથા **સેક્રેટરી નનુમિયાં બક્ષુમિયાં** જેવા નિયમીત અને બાહોશીથી ફરજ અદા કરનારા બીજે ભાગ્યેજ જોવામાં આવશે.

વધારે શું કહું ! વેપારી વર્ગમાં પણ આ શહેરના તનુજો પાછળ પડે એમ નથી. **શેઠ પ્રેમચંદ રાયચંદ, રા. બા. નગીનચંદ ઝવેરચંદ ઝવેરી, શેઠ ધરમચંદ ઉદયચંદ, રા. સા. હીરાચંદ મોતીચંદ, શેઠ નારણદાસ પરસોતમદાસ, શેઠ એદલજી પાલનજી લાલકાકા** વગેરે નામો તમને ક્યાં અજાણ્યાં છે ! એઓ પૈકી પ્રેમચંદ રાયચંદ, હાલ સ્વર્ગ વાસી થયા છે. એમનો વેપાર કેવો અને કેટલો ચાલે છે; તેનો ખ્યાલ પણ હું તમને આપી શકું એમ નથી. રૂના ભાવની બાબતમાં એક વખત આખો દેશ ખળભળી ઉઠયો હતો, અને કાલે શું ભાવ પડશે, તો કહેવામાં આવતું કે " **પ્રેમચંદ શેઠ જાણે** " એજ પોતે હતા. એઓએ પાર વિનાનો પૈસો પેદા કરી, તેટલોજ પરમાર્થમાં પણ ખરચ્યો છે. જેથી તેઓ ચિરંજીવી છે અને રહેશે.

ભાઇ પ્રેક્ષકલાલ, આ હકીકત ઉપરથી તમારી ખાત્રી થશે, કે આ શહેરની **આબો હવા** સર્વ પ્રકારે ઉત્તમ હોવી જોઇએ. નહિ તો આવાં ઉમદાં રત્નોની નીપજ થાત નહિ. ઉપરની હકીકત સુરતને ઓછું **ગૌરવ** આપનારી નથી ! વળી શુદ્ધ ગુજરાતી ભાષાના નમુના તરીકે આ શહેરના નાગર ગૃહસ્થોની સ્ત્રીઓની ભાષા ગણાય છે, તથા એજ નાગર, કાયસ્ત અને બ્રહ્મ ક્ષત્રીઓ ખરા મુશદ્દીના નમુના ગણાય છે. પેન્શન લઇને પણ તેઓને ઠરીને બેસવાનું મલતું નથી, પણ કેટલાક રાજા રજવાડાઓ તેમને પેન્શન લેવાની રાહા જોતા હોય છે. હજી પણ સુરતમાં બુદ્ધિવાન નરો છે, અને તેમની બુદ્ધિ દેશમાં આગળ પડતી તથા સર્વે માન્યજ ગણાય છે. આ હકીકતમાં સુરતના લોકોની **લુગડાં**

**ઘરેણાં પહેરવાની સુઘડતા, નાજુકાઈ** અને **શબ્દ માધુર્યતા** વધારો કરનારી બીના છે. સુરતના **કારીગરો** પણ એવા છે કે તેમના જેવા બીજે ઠેકાણે ભાગ્યેજ હશે, પણ ઉત્તેજન ન મળવાથી તેઓ પોપાતા નથી. **સુખડની** ભાત ભાતના કોતર અને મિનાકારી કામથી **શણગારાયલી પેટીઓ**, એ. વી. કંપનીની **લાકડીઓ** તથા બીજાં **ફર્નીચરો, રેશમી વણાટ** તથા **મખમલ ઉપર ઝીંકચળકનું ભરતકામ, સુખડીઆની બરફી**, તથા ન્યાતિના **જમણ** આ શહેરનાં જેવાં આ દેશનાં બીજા કોઈ શહેરમાં જવલ્લેજ થતાં હશે ! વળી આ શહેરમાંથી બીજી જગ્યાએ **રૂ, અનાજ, દાળ, મહુડાં, સાગ, વાંસ, ફીટ, કિનખાબ, લુંગી, રેશમી** કાપડ, **સાકભાજી, કાચું ઘી, મીઠાઇ, સુખડ** અને **હાથી દાંતપરના કોતરકામો** દેશ પરદેશ જાય છે. તેના બદલામાં **તંબાકુ, કપાસ, લોખંડકામ, નાળિયેર** અને **વિલાયતી માલ** વગેરે આ શહેરમાં આવે છે. આમદાવાદ અને મુંબઇ જેટલી આ શહેરમાં મીલો નથી, તેનું કારણ પ્રમાણમાં પૈસાદારોની સંખ્યા ઓછી છે. તેની સાથે મને કહ્યા વિના ચાલતું નથી, કે ગુજરાતનાં બીજાં નામિચાં શહેરો કરતાં આ શહેરની હવા સુસ્તાઇના ભેગવાળી જણાઇ છે; તેથી સુરતી વીરો બહાર ગામ કે બહાર દેશ જઇને પોતાની કાર્ય કુશળતા જેવી ઝળકાવી શક્યા છે, તેવી આ શહેરમાં રહીને ભાગ્યેજ ઝળકાવી હશે.

છતાં નાઉમેદ થવાનું કાંઇ કારણ નથી. આગ, રેલ, નદીના પુરાઇ જવાથી વેપાર રોજગારનું બંધ પડવું, દુકાળ, મરકી વગેરે અનિવાર્ય કારણે સુરતની પૂરે પૂરી પડતી થઈ રહેવાથી હાલ હાલ પાછો આબાદાનીનો મોનસુન વા વાવા માંડયો છે; અને શહેરના કેટલાક નામિચા નરોએ જાગૃતિ ધારણ કરી છે. ઇશ્વર, એમને પૂરી જાહોજલાલી તથા આયુષ બક્ષો ! અને સુરત પાછું પ્રાચિન સ્થિતિ પ્રાપ્ત કરો ! ! ! આમિન !

આટલી વાતચીત કરી, એટલે સ્ટેશન આવ્યું. ગાડી ઉપડવાનો સમય પણ થઇ રહયો હતો, તેથી ટીકીટ લઇ ઉપર ગયા; અને પ્રેક્ષકલાલ ગાડીમાં બેઠા: આગગાડી ચાલતી થઇ, અને બંનો એક બીજાનો ઉપકાર માની છુટા પડયા.

**ગામની ભૂગોળ સમાપ્ત.**

# ભાગ ૩ જો.

# ચોર્યાશી તાલુકો.

## શિક્ષણની રીત.

જે સ્થળમાં નિશાળ હોય, તે * ગામ, × કસ્બો કે † શહેરની ભૂગોળ આગળ જણાવ્યા મુજબ નિરિક્ષા કરાવીને શિખવ્યા બાદ શિક્ષકે ※ તાલુકાની ભૂગોળ શિખવવી. બની શકે તો નિશાળવાળાં સ્થળની નજીકના ગામે વર્ગ સાથે નિરિક્ષા માટે જવું, અને ત્યાં જઇ **ગામના લોકો, ઉદ્યોગ કે ઉપજીવિકાના સાધન, ત્યાંની જમીન, પાક, આબો**

---

* { ગામડું=જેમાં થોડાં ઘરો, અને થોડી વસ્તી હોય તે ગામડું કહેવાય.
ગામ=ગામડા કરતાં વધારે ઘર, અને વધારે વસ્તીવાળી જગ્યાને ગામ કહે છે. એનાં ભાગોને ફળીઆં કહે છે. }

× કસ્બો=ગામ કરતાં વધારે ઘર અને ફળીઆંવાળી જગ્યા કસ્બાથી ઓળખાય છે. સાધારણ રીતે મોટું ગામ હોય તે કસ્બો કહેવાય છે. કસ્બામાં એકાદ નાનો બન્દર પણ હોય છે.

† શહેર=જેમાં ઘણાં મહોલ્લા અને ઓળબંધ ઘરો હોય, ઘણાંખરાં મકાનો મોટાં મોટાં હોય, તથા નાના મોટા અનેક બન્દરો હોય, તે સ્થળ શહેરને નામે ઓળખાય છે. આથી કરીને શહેર જાણે ઘણા કસ્બાઓ મળીને થએલું હોય એમ જણાય છે.

※ તાલુકો=ઘણાં ગામ ને થોડા કસ્બા કે શહેર મળીને જે ભાગ કલ્પ્યો હોય તેને તાલુકો કહે છે. આ ભાગ રાજકારોભાર ચલાવવાને રાજ્ય તરફથી કલ્પવામાં આવે છે.

**હવા** તથા **રાજકિય** બાબતપર અવલોકન કરાવી જ્ઞાન પ્રાપ્ત કરાવવુ. વળી ગામ બહાર નજીકમાં કોઈ ડુંગર, ખીણ, ધોધ કે બીજી પ્રખ્યાત જોવા લાયક જગ્યા હોય તો તે પણ બતાવી, તે સંબંધી જ્ઞાન આપવા ચુકવું નહિ. વધારે દૂરનાં ગામો કે એવી જગ્યા માટે નીચે મુજબ શિક્ષણ આપવું.

પ્રથમ જે સ્થળમાં નિશાળ હોય, તે સ્થળનો માટીનો આકાર બાળકો પાસે તૈયાર કરાવવો. (પ્રત્યક્ષ અવલોકન કરીને જોયું છે, તેથી બાળકો ઘણી ગમ્મતની સાથે કરી શકશે.) એ આકારમાં પ્રખ્યાત જગાઓ માટે તે તે સૂચક નિશાનીઓ મુકાવવી. જેમ કે **રેલ્વે સ્ટેશન** માટે છાપરાં જેવો આકાર કરી સીગનલની નિશાની કાગળની કતરાવી એક સળી પર વળગાવી ખોસાવવી; **ટાવર** માટે એવોજ ઉંચો થાંભલો બનાવરાવી દર્શાવવો; **બાગ** માટે ઝાડની નાની ડાળી કે પાતરાં ખોસાવવાં; **કોટ** માટે પાળ કરાવવી; **દરવાજા** માટે સળીનો દરવાજા જેવો આકાર બનાવી મુકાવવો વગેરે. આથી અવલોકેલું જ્ઞાન પરિપક્વ થશે, તથા **જાણીતાપરથી અજાણ્યા પર જવાનું** ઠીક પડશે. આ મૉડલ (અસલને મળતો ઘાટ) સવડ હોય તો નિશાળના અમુક ભાગ પર કે મોટા થાળામાં તૈયાર કરાવવું પછી જેમ જેમ શિક્ષણમાં આગળ વધતા જઇએ, તેમ તેમ તે વધરાવતા જવું. પોતાનાં ગામ કે શહેરમાંથી સડકો કે ધોરી રસ્તાઓ નીકળતા હોય. તે તેમાં બતાવવા. પછી તેમાંના એક માર્ગે જાણે વર્ગ સાથે તાલુકાનાં બીજાં ગામોની મુસાફરી કરવા નીકળ્યા છીએ, અને રસ્તામાં ગામો આવતાં જાય તેમ તેમ ઉપર જણાવેલી બાબતો સંબંધી જ્ઞાન મેળવતા હોઇએ, એવી રીતે **કલ્પિત મુસાફરી** શરૂ કરવી. રેલ્વેની સવડ હોય તો કોઈ વાર આગગાડીનો માર્ગ પસંદ કરી જાણે આગગાડીમાં બેઠા, અને ગાડીમાં બેઠા બેઠા તથા સ્ટેશનો આવે ત્યાં ઉતરીને જોવા લાયક જગ્યાઓ જોતા હોઇએ; કે ગામમાં જઇ જ્ઞાન મેળવતા હોઇએ; એવી કલ્પના કરાવવી. પ્રથમ ગામ કે શહેરમાં ફરીને પદાર્થો પ્રત્યક્ષ રાખી અવલોકન વગેરે શક્તિ કેળવવા સાથે જ્ઞાન પ્રાપ્ત કરતાં શિખવ્યું હતું, હવે પરોક્ષ રીતે

એટલે જેનું જ્ઞાન આપવું હોય, તેની કલ્પના કરાવી ચિત્ર મનમાં ખડું કરી તેના પર અવલોકન કરાવવાનો પ્રયાસ શરૂ થાય છે. આમ કરવાથી છેવટે આ શક્તિ બાળકોમાં સ્થાઇ થઇ જાય છે. શિક્ષકે ભુલવું જોઇતું નથી, કે શિક્ષણમાં ઘણા પ્રસંગે બાળકની **અડચણ ખસેડી દેવી નહિ. પણ ખસેડાવવી જોઈએ.** ( ખસેડતાં શિખવવું જોઇએ. )

આથી કરીને તેઓ સ્વતઃ(પોતાની મેળે) કેળવણી લેવાની શક્તિ પ્રાપ્ત કરી શકે છે. જે શિક્ષકો પોતાનાં શિક્ષણમાં આમ વર્તે છે, તેજ બાળકોને કેળવણી આપે છે. બાકીના શિક્ષકો વિષયોનું જ્ઞાન જબરાઇથી ઘોંચે છે, તેથી કશો પણ ફાયદો થતો નથી. કારણ કે એવાં શિક્ષણથી બાળકના ગુપ્ત અંકુરો કેળવાઇ વૃદ્ધિ પામતા નથી; તેમજ જે જ્ઞાન અપાય છે, તેની સચોટ (સચુવટ) છાપ પડતી નથી. અગાઉ ટીપમાં જે વ્યાખ્યાઓ લખી છે, તે બાળકોને કહી દેવા કે ગોખાવી નાંખવા માટે નથી, પણ **એ પ્રમાણેની વ્યાખ્યાઓ ઉત્પન્ન કરાવવાની છે.** માટે શિક્ષણ આપતાં જ્યાં જ્યાં સંબંધ આવે ત્યાં તેનો તેવો ઉપયોગ કરવો. **આ જગ્યાએ તાલુકાનું શિક્ષણ શહેરનાં શિક્ષણની માફક પુસ્તક મોટું થઇ જવાના સબબે વાર્તારૂપ આપ્યું નથી; પણ ટુંકમાં આપ્યું છે.**



## તાલુકાના શિક્ષણની શરૂઆત. (ઉપર દર્શાવેલી રીતે)

શહેરમાં આવેલા દરેક ભાગોનું પ્રત્યક્ષ અવલોકન કરીને નિશાળમાં આવી માટીનું મૉડલ તૈયાર કર્યું હોય, તેને હવે પાછું ભાગી નાંખી નાના આકારમાં બનાવરાવવું. પછી શહેર બહાર વધવા માટે પ્રશ્નો કરવા કે આપણે શહેર તો જોયું, પણ હવે શહેર બહારનાં ગામો જોવા જવું હોય તો આપણને કેટલા રસ્તાઓ છે? જ. બાર દરવાજા છે તે (બાર). બરાબર. સારા બાંધેલા રસ્તાઓ તમે કયે કયે દરવાજે જોયા હતા ? જ. કહેશે.

વાર્ ત્યારે પ્રથમ આપણે કયે રસ્તે જઇએ ? જ. પહેલાં કતારગામને રસ્તે ચાલો સાહેબ. ઠીક ચાલો. * જુઓ, આ તમે શહેરનો નમુનો તૈયાર કીધો હતો, તેમાં મેં થોડો વધારેલો છે. એમાં કતારગામનો દરવાજો બતાવો. બતાવશે. અહીંથી આ સીધો રસ્તો કયા ગામે જાય છે ? તે જોઇને કહો. (છોકરાઓ નામની પટી મૉડલપર ચોઢેલી છે, તે વાંચીને કહેશે.) **ગોતાલાવાડી થઇ કતારગામ.** (પછી કતારગામ સંબંધી જ્ઞાન આપવા નીચેના પ્રશ્નો પૂછી જવાબ લેવા.) ધારો કે આપણે આ સીધી સડકે ગોતાલાવાડી થઇ ખેતરો, વાડીઓ અને બંગલા જોતા જોતા કતારગામ આવી પહોંચ્યા, અને ત્યાં ગામમાં ફરીને સઘળું જોયા પછી એક જગ્યાએ વિચાર કરવા બેઠા છીએ. આ ગામ શહેરથી કંઈ દિશાએ આવ્યું છે ? **ઉત્તરે.** ગોતાલાવાડી કરતાં આ ગામ મોટું છે કે નાનું ? **ઘણું મોટું.** તે ગામમાં કેટલાં ઘર હતાં ? **૨૦–૨૫.** ત્યાં કયા લોકો રહે છે ? **કણબી વગેરે.** તે શું ધંધો કરે છે ? **ખેતી વગેરે.** આ ગામે (કતારગામમાં) વધારે વસ્તી કોની જણાય છે ? **અનાવલાની.** એમનો મુખ્ય ધંધો કયો **છે ? ખેતીવાડીનો** ઘણા ખરા હાલ બીજો કયો ઉધમ કરે છે ? **વેપાર.** આ ગામે કઇ કઇ ચીજ વધારે પાકે છે ? **તમાકુ, કપાસ** અને **શાક ભાજી** વગેરે. જમીનનો, રંગ તથા ફળદ્રુપતા કેવી છે ? જ. **જમીન ગોરાડુ** છે, તથા **સારી રસાળ ( કસવાળી )**.છે. ( જે ગામે જે જાતની જમીન હોય તેવી માટી, તથા કપાસ, જુવાર, વગેરે પાકતી ચીજો મૉડલપર પ્રત્યક્ષ મૂકવી, કે બાળકોને સારી છાપ પડે.) આ ગામની નજીકમાં કઇ નદી છે ? **તાપી.** જમીન વધારે ફળદ્રુપ કે બાગાયતી હોવાનું કારણ શું ધારી શકાય ? **નદીમાં રેલ આવવાથી ચગુ ( કાંપ ) ઠરે છે તે.** આપણા શહેરમાં આ ગામેથી કઇ કઈ ચીજો આવે છે ? જ. **તમાકુ, શાકભાજી દૂધ, દહીં, છાસ** વગેરે. વળી બીજું તમે

---

* જે રસ્તે થઈ જે ગામો સબંધી શિક્ષકે જ્ઞાન આપવા ધાર્યું હોય, તેટલા ભાગનું મૉડલ શહેરના મૉડલ જોડે આગળથી વધારી રાખવું. તથા નામની પટીઓ ચોઢી રાખવી.

શું શું જોયું, તે વારા ફરતી કહો. કહેશે કે આ ગામમાં બજાર છે, અને ઘણાં ફળીઆં કે મહોલ્લા છે. ગામ મોટું જણાય છે. ગોતાલાવાડી છેક નાનું ગામ છે. શહેરથી આ ગામો ઘણાં નજીક છે. અહીંથી ગોતાલાવાડીની જગ્યા ઉંચી હોવી જોઇએ, કારણકે કતારગામ નદીના કાંઠા નજીક છે વગેરે. આ ગામે સરકારી અમલદાર કોણ હશે ? **પટેલ તળાટી.** તેઓ શું કામ કરતા હશે ? ગામનું મહેસુલ (કર) ઉઘરાવવાનું તથા ગામનો બંદોબસ્ત રાખવાનું કામ કરે છે. (તેમને બેસવાની જગ્યાને **ઉતારો** કે **ચોરો** કહે છે, એ જણાવવું.) એ ઉપરાંત શ્રાવકનું દેરાસર, નિશાળ, કંતારેશ્વર મહાદેવ વગેરે જાણવા લાયક જગ્યા સંબંધી તથા તેમાં થતું કામ કાજ અને લોકોના રિવાજ વગેરે વાત પ્રશ્નોત્તરથી શિખવવી. પછી કહેવું કે આ ગામના લોકો એક કહેવત બોલે છે તે એવી છે કે **"વેડ, ડભોલી, સીંગણપોર; આવતાં જતાં થાય બપોર."** આથી તમે શું સમજશો. જી. આ ત્રણ ગામો નજીક હોવાં જોઇએ. કેમ જાણ્યું ? જઇને આવતાં બપોર (બે પહોર)જ થાય છે માટે. ગામનાં લોકો બપોર કોને કહે છે ? દિવસના બાર વાગે તેને. જુઓ આપણાં નમુનામાં પણ એ ત્રણ ગામો નજીકમાં મૂકેલાં છે. વેડથી કઇ દિશાએ ડભોલી છે ? દક્ષિણે. તેનાથી દક્ષિણે કયું ગામ છે ? સીંગણપોર છે. આ ત્રણે ગામમાં બહુ સારૂં શું પાકતું હશે ? નમુનામાં જમરૂખ, પાપડી વગેરે મૂકેલાં હશે, તે જોઇ છોકરાઓ તરત કહેશે; કે એ ગામના જમરૂખ ઘણાં વખણાય છે. હા. એ ગામે જમરૂખની વાડીઓ છે. વારૂ વસ્તી કયા લોકોની છે કોઇ જાણો છો ? વેડમાંને ડભોલીમાં **કોળી,** તથા સીંગણપોરમાં **પારસીની** વસ્તી વધારે છે. આ ત્રણ **ગામો**ના પ્રમાણમાં ગોતાલાવાડી કેવડું ગામ છે ? છેકજ નાનું. માટેજ તે **ગામડું** કહેવાય છે. ત્યારે કતારગામ ? ઘણું મોટું છે. માટે તે **કસ્બો** કહેવાય છે. આ પ્રમાણે મુકાબલાથી શિખવવું. આ ત્રણે ગામો તાપીના કિનારા ઉપરજ છે, અને તેથી જમીન ઘણી રસાળ છે. આ પાંચે ગામનાં લોકોને શહેરમાં દરરોજ જોઇતી ચીજો લેવા આવવું પડે છે; તેમજ શહેરના વેપારીઓ જોઇતી ચીજો (શાક દૂધ.

વગેરે ) લેવા અહીં આવે છે. વળી કેટલાક શેઠીઆઓ પોતાના વાડી બંગલાઓમાં રહેવા સારૂ પણ આવે છે. વગેરે વગેરે.

એક દિવસને માટે આટલું બસ થશે. બીજે દિવસે મૉડલ વધારી બીજાં ગામોનું શિક્ષણ આ પ્રમાણે આપવું. મૉડલમાં પાકની મુખ્ય ચીજો મૂકવી ઉંચાણ નીચાણ બતાવવું. રેતાળ, પીળી કે ગોરડુ જમીન હોય તે પ્રમાણે તેવી માટી મૉડલમાં પૂરવી. દેવસ્થળ માટે તેવો આકાર કે નિશાની મૂકવી, અને કલ્પિત મુસાફરીએ વિષય આગળ શિખવવો. જે દિવસે જેટલું શિક્ષણ આપવા ધાર્યું હોય તેટલાજ ભાગના રસ્તા કે ગામોનો માટીનો ઘાટ તૈયાર કરવો, પણ શહેરની જોડે તેનો સંબંધ જોડેલોજ હોવો જોઇએ. આગળ શિખવતાં પાછળ શિખવેલું લક્ષ બહાર થઇ ન જાય, એટલા માટે પ્રસંગોપાત મુકાબલો કરાવવામાં કે બીજી રીતે પુનરાવર્તન કરાવવુંજ જોઇએ.



## તાલુકાની કલ્પિત મુસાફરીના ભાગો
### (નીચે મુજબ. )



| નંબર કયે રસ્તે થઇને | કંઈ દિશાએ | કયાં કયાં ગામોની નિરિક્ષા કરી શકાય તે. |
|---|---|---|
| ૧ **કતારગામ** દરવાજેથી | **ઉત્તરે** | ગોતાલાવાડી, કતારગામ વેડ, ડભોલી, સીંગણપોર, અને ટુંકી |
| ૨ **હોપપૂલ** ઉપર થઇને | **વાયવ્યે** | રાંદેર, પાહાલણપુર, ઝાંગીરાબાદ, પીસાદ, ને ઝાંગીરપરા. |
| ૩ ,, | **પશ્ચિમે** | અડાજણ, પાલ, ભાઠાને બેટ. (આ બનવાનું તથા એની જમીન વધારે રસાળ હોવાનું કારણ જણાવવું.) |

| | | |
|---|---|---|
| ૪ **અઠવા** દરવાજે થઇને | **નૈરૃત્યે** | અઠવા, ઉમરા, પીપળોદ, રૂંધ, મગદલ્લા, ગવિયર, વાંટા ડુમસ, અને ભીમપોર. |
| ૫ **મજુરા** દરવાજે થઇને | **દક્ષિણે** | ખટોદરા, મજુરા, અલથાણ, ભટાર, ગોવાલક, બમરોલી, દંતુરા, સરસાણા, ભીમરા, સોલતળાવ, અને ખજોદ. |
| ૬ **નોસારી** દરવાજેથી | **દક્ષિણે** | ઉધના, ભેદવાડ, પાંડસરા, ભેસ્તાન, વડોદ, સોનારી, ઉચ્આવ, અને બુડીઆ. |
| ૭ **સરાહ** દરવાજેથી | **પૂર્વે** | કુંભાલ, પરવટ, કુંભારીઆ, વેડછા, સાબરગામ, પુણા, અને સણીઆમોદ. |
| ૮ **કાંકરા ખાડી** સ્ટેશનથી | **અગ્નિમાં.** | ડીંડોલી, ઘોડાદરા, ડંકનવાડા, દહેલાડવા, કરાડવા, સણીઆકણદે, ખંબાસલા, ગાંગવા, મોહણી, ખરવાસા, અંથાસલા અને ટીંબરવા. |
| ૯ **સચીન** સ્ટેશને ઉતરીને | | પાલી, તલંગપુર, ઉંબેર સચીન, પારડી કણદે, વાંઝ, ભાણોદ્રા, એકલેરા, લાછપોર, કક્લેટા કછોલી, સામરોદ, અને પારડીરેકબ. |
| ૧૦ **અમરોલી** સ્ટેશને ઉતરીને | | અમરોલી, ઉતરાણ, મોટા વરાછા કોસાડ, અને ભરથાણા. |
| ૧૧ **વરાછાની** સડકે થઇને | | ફુલપાડા, અશ્વતીકુમાર, કાપદરા, નાનાવરાછા, અને સીમાડા. |

ઉપર મુજબના વિભાગો ધ્યાનમાં રાખી શિક્ષકે શહેરને લગતું અકેક ભાગનું મૉડલ, (ગામના નામ, પાકની ચીજો, જમીનની માટી કે

બાજુ કાંઈ જાણવા જેવું હોય તેની નિશાની સુદ્ધાં) તૈયાર કરી સૂચક પ્રશ્નોથી શિક્ષણ આપવું.

કયું ગામ કઈ દિશા કે ખૂણામાં આવ્યું, એ હમેશાં પૂછતા રહેવું. તદન ઉજ્જડ કે લગભગ ઉજ્જડ જેવાં છેક નાનાં ગામ હોય, અને ખાસ જાણવા જેવું કંઈ ન હોય, તેના **માત્ર નામ આપીનેજ આગળ ચાલવું.** આખો તાલુકો એ રીતે પૂરો શીખવીરહયા બાદ આ તાલુકાની **ચાર દિશાઓ**, તથા **સામાન્ય ઔદ્યોગિક ભૂગોળ** (માલની **આવક જાવક**) તથા **રાજકિય ભૂગોળ** અને **ભૂતળરચના** વગેરેનું જ્ઞાન આપવું. આમ કરવાથી **સંયોગીકરણરીતે તાલુકાનું શિક્ષણ આપી શકાશે.**

## તાલુકાનું શિક્ષણ આપવામાં જોઇતી વિશેષ હકીકત.

૧ **સીમા** ઉત્તરે—ઓરપાડ તાલુકો, અને તાપી નદી.
પૂર્વે—ગાયકવાડનું રાજ્ય.
દક્ષિણે— ,, તથા મીંઢોળા નદી.
પશ્ચિમે—દરિયો તથા ઓરપાડ તાલુકો.

૨ **રેલવે** ૧ બી. બી. એન્ડ. સી. આઇ. ૨ ટાપ્ટીવેલી.

૩ **સ્ટેશન** ૧ અમરોલી. ૨ સુરત ૩ કાંકરાખાડી. (જંકશન) ૪ સચીન.

## સચીનના નવાબ સાહેબના ગામો.

સચીન, (એમાં નવાબ સાહેબ રહે છે, તથા તેમની કચેરી છે.) ૨ વ-

કથાણા, (રાવળા) ૩ ભાટીઆ, ૪ બોણુદ, ૫ કનસાડ, ૬ ઘોડાદરા, ૭ ડંકનવાડા, ૮ ઉધના, ૯ સારોલી, ૧૦ ગવીઅર, ૧૧ સરસાણા, ૧૨ ભીમપોર, ૧૩ ડુમસ, ૧૪ લાછપુર, ૧૫ ઉન, અને ૧૬ તરાજ. **જલાલપુર તાલુકામાં** ૧ વેડછા, ૨ વાસણ, અને ૩ કોથા. બધાં મળીને ૧૯ ગામો છે તેમાંનાં આ તાલુકામાં ૧૬ છે.

આ નવાબ સાહેબ જંજીરાના સીધી વંશના છે. હાલના નવાબ સાહેબનું નામ **ઇબ્રાહીમખાન** છે. એમના તાબાનાં તમામ ગામોનું મુલ્કી કે ફોજદારી કામ સચીનમાં થાય છે. તે ઉપર આ જીલ્લાના કલેકટર સાહેબની દેખરેખ છે, તેથી એ રાજ્યનો કારભાર ઘણો સારો ચાલે છે. **ડુમસ** ગામ ખાસ હવા ખાવાની જગ્યા ગણાય છે. તેમાં માછીને ખારવા લોકોની વસ્તી છે. એ અસલ **દુર્વાસા મુનીને** રહેવાની જગ્યા હતી, તેથી **દુર્વાસાક્ષેત્ર** પણ કહેવાય છે. એ સુરતથી ૧૦ માઇલ દૂર છે. **ભીમપોરમાં** પણ કોળી ખારવા અને માછીની વસ્તી છે. એ જગ્યાએ **હનુમાનનું દહેરૂં** છે. ત્યાં ભાદરવા સુદ ૧૪ (અનંત ચતુર્દશી)ને દિવસે મેળો ભરાય છે; તથા શ્રાવણના દર શનીવારે સુરતનાં લોકો ગાડી ઘોડા દોડાવતા ત્યાં સુધી જાય છે.



## જાગીરી ગામો

૧ **વરાછા.** સુરતના નાગર બ્રાહ્મણને આ ગામ પુજા પેટે મળેલું છે. એમના એક ભાગીદાર કાશીમાં રહે છે. એ મોટું અને બાગાયતી છે.

૨ **વાંઝ**
૩ **ડિંડોલી** } = આ બંન્ને ગામો પંઢરપુરમાં જેનું ખૂન થયું હતું, તે **ગંગાધર શાસ્ત્રીના** વંશજો પાસે છે.

૪ **દહેલાડવા**, ૫ **ભેસ્તાન**, ૬ **ભાણોદા**, ૭ **ઉંબેરને** ૮ **સોનારી** આ પાંચ ગામો **અરદેશર કોટવાલના** વંશજોના તાબામાં હતા, તે પૈકી **ભેસ્તાન** અને **સોનારી** હાલ શેઠ ઇશ્વરદાસ સ્ટોર સાહેબના કબજામાં છે.

અરદેશરે શહેરનું રક્ષણ કરવામાં ઘણી બહાદુરી બતાવી હતી.

**૯ પુણા** એ હાલ વડોદરાના નવાબ સાહેબ પાસે છે. એમણે સચીનના નવાબને ત્યાં કન્યા પરણાવી, તે વખતે તેમને કાંચળીમાં આપ્યું હતું; પણ કન્યા મરી જવાથી પાછું એમના હાથમાં ગયું છે.

**૧૦ વેસુ**
**૧૧ આભવા**
**૧૨ સણીઆમોદ**

આ ત્રણ ગામો **વડોદરાના નવાબ સાહેબના** તાબામાં છે. તેમનાં તરફથી આ ત્રણે ગામનો વહીવટ સુરતના રહીશ અને બજેદના વતનદાર **બહેરામજી નવરોજજી પટેલ** કરેછે.



## મોટાં ગામો.

**૧ સુરત**—હકીકત જુદી આવી ગઇ છે.

**૨ * રાંદેર**—મૂળ નામ **રાનેર** હતું. એમાં વહોરા, મુસલમાન વગેરેની વસ્તી છે. તેઓ રંગુન, મુલમૈન, સિયામ, સીંગાપોર, મોરીસ નાતાલ વગેરે ઠેકાણે સફરે જઇ પુષ્કળ પૈસા લઇ આવી છુટથી વાપરે છે. ઇ. સ. ૧૬૦૦માં દિલ્હીનો **જહાંગીર પાદશાહ** એક પૈસાદારને મળવા આવ્યો હતો. તે પૈસાદાર નવાયતો (પરદેશથી નવો આવેલો) હતો, અને તેમને ત્યાં ત્રવાડીજીની માફક **છપ્પનપર ભૂંગળ વાગતી** હતી. એમ કહેવાય છે કે જેમને ત્યાં ૫૬ કરોડ ૫૬ લાખ ૫૬ હજાર ૫૬ સોને ૫૬ રૂપિઆની કીંમત જેટલી દોલત હોય, તેમના ઘરમાંથી એવી અવાજે નીકળે છે; તેને છપ્પનપર ભૂંગળ વાગવી કહેવાય છે. આ ગામે અગાઉ શ્રાવકોની વસ્તી હતી, અને તેનું એક મોટું દેરાસર હતું; તેમાંજ હાલ મસજીદ છે, તે પત્થરોપરના લેખપરથી જણાય છે. અહીં હાલ **શહેર સુધરાઇ ખાતું ( મ્યુનિસિપાલિટી )** છે. આ જીલ્લામાં સુરતથી ઉતરતા દરજ્જાનું આ શહેર ગણાય છે. રાંદેર પાસે જહાંગીરાબાદ ગામ છે, ત્યાં

---

* આ ગામ **રાંદેરીબોરથી** ઘણું વિખ્યાત છે. બોરડીનાં ઝાડો આ અને નજીકનાં ગામોમાં ઘણાં છે, તેથી લીલાં સુકાં બોર દેશાવર ખાતે પુષ્કળ જાય છે.

**જહાંગીર પાદશાહની એગમે** મુકામ કર્યો હતો; તથા જહાંગીરપરા ગામ છે, ત્યાં પાદશાહે લશ્કર રાખ્યું હતું. આ બે ગામના નામો એમના ઉપરથીજ પડેલાં છે.

૩ **કતારગામ**—એમાં અનાવલા બ્રાહ્મણની વસ્તી વધારે છે, અને એ કસ્બો છે. એમાં **કંતારેશ્વર મહાદેવનું દેવળ** છે, ત્યાં શ્રાવણના દર સોમવારે મેળા ભરાય છે. એની **મરચલી પાપડી** ઉત્તમ પ્રકારની ગણાય છે. એ ઉપરાંત ભાઠા, પાલ, અડાજણ વગેરે ગામોમાં પાપડી સારી થાય છે, પણ કતારગામના જેવી તેમાં મીઠાશ નથી.

૪ **ભાઠા**—એમાં કોળી લોકો રહે છે.

૫ **અડાજણ**—,, કણબીની વસ્તી વધારે છે.

૬ **કોસાડ**—,, કણબી અને ઔદિચ્ય બ્રાહ્મણની વસ્તી છે.

૭ **વરાછા**—આ બાગાયતી ગામમાં **વ્હોરા** ને **અનાવલાની** વસ્તી છે. એમાં **મોગરાના ફુલની વાડીઓ ઘણી છે.** તથા આદુ, સુરણ, રતાળુ વગેરે પુષ્કળ થાય છે.

૮ **કુંભારીઆ**—એ બાગાયત ગામ છે, અને એમાં કણબી, રજપૂત વગેરેની વસ્તી છે. એની **પીપરી** ( ઝીણી પીપર ) ઘણી વખણાય છે. એમાં **ગંડેરીની શેરડી** થાય છે, તે આ શહેરમાં આવે છે તથા બહાર ગામ મોકલવામાં આવે છે.

**આ તાલુકાના ગાયકવાડી ગામો.** કરાડવા, છઆલ, ગભેણી વગેરે.

**કસ્બા.** (૧) રાંદેર, (૨) કતારગામ, (૩) કોસાડ, (૪) મોટા વરાછા, (૫) સચીન.

**બાગાયતી ગામો.** પૂણા, કુંભારીયા, સારોલી, વરાછા, કોસાડ, છાપરાભાઠા, અને કતારગામ.

**વ્હોરા લોકોની વસ્તી વધારે એવાં ગામો.** રાંદેર, મોટા વરાછા, લાજપુર, કઠલેથા, સામલોદ, કછોલી, અને પારડી રકેબ.

**ઉજ્જડ ગામો.** નવાગામ, કરંજ, કાપદરા, ડુંડી, ઉમરવાડા, આંજણા, ખટોદરા, પનાસ, મજુરા, ગોવાલક, દંતોરા, ભેદવાડ, શોનતલાવ, લીંબા

યત, ગાંગવા અને અંથાસલા.

**નદી.** તાપી અને મીંઢોળા. **ખાડીઓ** બે છે. **ચાર** અને **કાંકરા.**

**માલની નિકાશ.** કપાસ, જુવાર, કઠોળ, બાજરી, મરચાં રાંદેરી-બોર અને શાકભાજી.

**જાત્રાનાં ઠેકાણાં. ભીમપોર**–ભીમપોરીઆ હનુમાનની, **ઉમરા**–રામનાથ ઘેલા મહાદેવની, **ઉધના**–ભીડભંજન મહાદેવની, **કુંભાળ**–હનુમાનની, **કતારગામ**–કંતારેશ્વર મહાદેવની, **ફુલપાડા**–ગુપ્તેશ્વર મહાદેવની અને **અશ્વનીકુમાર.** એમાં પણ મહાદેવની જાત્રા ભરાય છે.



## પરચુરણ હકીકત (તાલુકા વિષે.)

આ તાલુકામાં આગળ ૮૪ ગામો હતાં, તેથી આજે પણ એ ચોર્યાશી તાલુકો કહેવાય છે. ઘણાખરા તાલુકાઓમાં જે મોટું ગામ હોય, તેના નામ ઉપરથી આખા તાલુકાનું નામ પાડયું છે. આ તાલુકામાં સૌથી મોટું **સુરત શહેર** છે. એની આસપાસના તમામ ગામોપર બ્રિટીશ સરકારનો પૂરો અમલ નથી. માત્ર ૮૪ ગામ એકજથ્થે હતાં, તેથી એ તાલુકાને સુરત તાલુકો ન કહેતાં ચોરાશી તાલુકો કહ્યો છે. સુરત જીલ્લાના આઠ તાલુકામાં ભાગ પાડયા છે. તે દરેક ભાગોની હદ નક્કી કરવામાં નદીઓ વહે છે તે ઉપર મુખ્ય આધાર રાખેલો જણાય છે. આ તાલુકો પણ લગભગ તાપી અને મીંઢોળાની વચમાં આવી જાય છે. હાલ એમાં બ્રિટીશ સરકાર પાસે માત્ર ૬૩ ગામો છે. ઇનામી ગામોને ભેગાં લઇએ તો કુલ ૭૦ ગામ આ તાલુકાના થાય છે. ૧૫ ગામો ઉજ્જડ છે. જે ગામો ખાલસા છે, તે પણ બધાં એક જથ્થે નથી; પણ વચમાં વચમાં સચીન તાબાના તથા જાગીરદારોના ગામો જોડે ગુંચવાયેલાં છે. આ તાલુકાની જમીન પૂર્વ બાજુથી પશ્ચિમ બાજુ તરફ **ઢાળ પડતી** છે, અને ઘણે ભાગે કાળી છે. થોડા ભાગને દરિયો લાગેલો છે. સુરત જીલ્લામાં સૌથી નાનો તાલુકો

આજ છે. એનું **માપ ૧૦૨ ચોરસ માઇલ** છે. અહીંની **હવા** અને **પાણી** ઘણાં સારાં ગણાય છે; તોપણ પશ્ચિમનાં કેટલાંક ગામોમાં ઉનાળાની ૠતુમાં પાણીની તંગી વેઠવી પડે છે. તથા એજ બાજુની કેટલીક જમીન **ખારખાંજણની** છે, તેમાં માત્ર ખાડું ભાત પાકે છે. આખા તાલુકાનો મુખ્ય પાક **કપાસ** અને **જુવાર** છે. તે ઉપરાંત કેટલાંક ગામોમાં **બાજરી**, **કઠોળ** તથા થોડું **ભાત** પાકે છે. જલાલપુર તાલુકાના અમલસાડ કે કછોલી જેવું એક પણ ગામ આ તાલુકામાં નથી. જો કે સુરત નજીકમાં કેટલાંક શાકભાજી તથા ફૂલ ફળાદિના ગામો છે; તોપણ ઉપર જણાવેલાં વખણાતાં ગામોની તે બરોબરી કરે એવાં નથી. અહીંની સારામાં સારી જમીન વેડ, ડભોલી ને સીંગણપોરની ગણાય છે, અને તેનો દર દરવિંઘે ૧૫ રૂ. છે. બાકીનાં ગામોની જમીનનો દર ૨ થી ૪ાા રૂ૦ સુધીનો છે. જેતીનો માત્ર જુવાર, કપાસ, બાજરી વગેરે થતાં હોવાથી ઘણા ખરા ગામના લોકો વખત મળતાં થોડો વેપાર પણ કરે છે.

તાલુકાના અધિકારી **મામલતદાર સાહેબ** સુરતમાં રહે છે. અને કિલ્લામાં તેમની કચેરી છે. એમનું કામ શું છે. તે હકીકત આગળ આવી ગઇ છે. દરેક ગામે **પટેલ** અને **તલાટી** તથા એક **હવાલદાર** (સિપાઇ) તથા ૩-૪ કે તેથી વધારે **વેઠીઆ** રહે છે. ગામમાં રહી તેઓ તમામ સરકારી કામકાજ કરે છે. પટેલ તલાટીનું કામ ગામની ઉપજ ઉઘરાવી તાલુકા તિજોરીમાં ભરવાનું. તથા ગામમાં કોઇપણ જાતની તકરાર થાય, તેની સંભાળ રાખવાનું તથા એ બાબતની ખબર તાલુકે પહોંચાડવાનું છે. એઓને સરકારી કામકાજ માટે બેસવા સારૂ દરેક ગામે એકેક મકાન સરકારે બાંધેલું હોય છે, તેને **ચોરો** કે **ઉતારો** કહે છે. પટેલને પોતાના પગાર ઉપરાંત એ ચોરાની મરામત વગેરેના પૈસા જુદા મળે છે. કેટલાંક ગામે પટેલને **પગારને બદલે જમીન** પણ આપેલી હોય છે. તલાટીને દર મહિને તાલુકેથી પગાર મળે છે, તથા વેઠીઆંઓને વાવલાં (પસાયતાં)ની જમીન હોય છે. ઉંબેર, ડુમ્આવંત બુડીઆ આ ત્રણ ગામમાં અગાઉ મીઠું

પકવતા, તેથી તેઓ **મીઠબંદર** કહેવાતાં હતાં. હાલમાં તે જગ્યાએ જોતાં મીઠાંના ક્યારાની નિશાની માલમ પડે છે. એની નજીકમાં ખાર ખાંજણ છે, તેમાં મોટી ભરતીને વખતે દરીઆનાં ખારાં પાણી ફરી વળે છે. આભવા, ભીમપોર અને ડુમસ આ ત્રણ ગામની આસપાસ ઘણીખરી **ખારી જમીન** છે, તેથી તેમાં **ખારીઉં ભાત** પાકે છે. એ ભાત મીઠાશને માટે બીજાં ભાતોમાં વખણાય છે. **ભાટપુર** ને **ભાઠા** શાકભાજીને માટે વખણાતાં ગામો છે. એ ગામનું શાક સુરત આવે છે અને ત્યાંથી મુંબઇ વગેરે સ્થળે મોકલવામાં આવે છે.

આ તાલુકાના **વેસુ**, **ખજોદ**, **બુડીઆ**, **બમરોલી**, **ગોવાલક**, **અઠવા** ને **સીંગણપોર** આ સાત ગામોમાં ખજુરીનાં ઝાડ ઘણાં છે, તેથી સરકારને ઘણી સારી ઉપજ થાય છે; અને તેથી એ **તાડીનાં ગામો** તરીકે પ્રસિદ્ધ છે.






# OPINION.



I have hurriedly gone through Mr. Nichhabhai's **Bhugol Pravesh**. It has been complained that students generally find the study of Geography tedious and the majority of students neglect this important subject. This can be attributed to nothing but want of intelligent treatment of the subject on the part of teachers, so as to make the subjet interesting. The author of **Bhugol Pravesh** has made an attempt in this direction and he has, in my opinion, almost succeeded in his attempt to make the subject interesting. A book like this was badly wanted after the revised Vernacular standards were introduced into Primary Schools, and the author of this little but useful book deserves credit for having supplied this long-felt want. The book is meant as a guide for Teachers who, I trust, will study and follow the method adopted in this book. The book also deserves to he sanctioned as a Prize-book and for Libraries of Vernacular Schools.

17th Oct. 1906.

**(Sd.) C. G. SHAH.**

---

હું ઉતાવળથી મી૦ નિછાભાઇની "ભૂગોળ પ્રવેશ" વાંચી ગયો છું. સામાન્ય રીતે એવી ફરિયાદ કરવામાં આવે છે કે વિદ્યાર્થીઓને ભૂગોળનો

અભ્યાસ કંટાળા ભરેલો માલુમ પડે છે, અને તેથી કરીને ઘણાખરા વિદ્યાર્થીઓ આ અગત્યનો વિષય તજી દે છે. આમ થવાનું કારણ બીજું કંઇજ નથી પણ આ વિષયને રમુજી (આનંદજનક) શી રીતે કરવો તે બાબત શિક્ષકના બુદ્ધિપૂર્વક શિક્ષણની ખામી હોવાને લીધે છે. ભૂગોળ પ્રવેશના કર્તાએ આ બાજુએ (એટલે આ વિષયને રમુજી કરવા તરફ) જે યત્ન કર્યો છે, તેમાં તે મારા અભિપ્રાય પ્રમાણે ફતેહમંદ નીવડયા છે. ગુજરાતી નવાં ધોરણો પ્રાયમરી સ્કુલોમાં દાખલ થયાં છે તેથી આવાં પુસ્તકની ખાસ ખોટ હતી; અને તેથી આ એક નાની પણ ઉપયોગી ચોપડીના કર્તાને લાંબા વખત થયાં પડેલી ખોટ પૂરી પાડવા માટે શાબાશી ઘટે છે. આ ચોપડી બનાવવાનો હેતુ ફક્ત શિક્ષકોને મદદ રૂપ થઇ પડે તે છે, અને મને ખાત્રી છે કે શિક્ષકો આ ચોપડી બરાબર વાંચી તેમાં બતાવેલી રીત પ્રમાણે ચાલશે. આ પુસ્તક ગુજરાતી સ્કુલોની લાયબ્રેરી માટે તેમજ ઇનામ તરીકે મંજુર કરવા લાયક છે.

તા. ૧૭-૧૦-૦૬

**ચુનીલાલ ઘેલાભાઇ શાહ.**
હેડમાસ્તર ઈંગ્લિશ હાઇસ્કુલ સુરત.

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૨૫ | (શહેર) | (કસ્બો) | ૧૯ | ૮ | શહેર | આલમ |
| ૫૫ | ૮ | ખોદાય | ખોદા | ૬૮ | ૧૭ | હતો હતો | હતો |
| ૭૨ | ૨ | ડાહ્યાભાઇ | દામુભાઇ | ૭૩ | ૧૪ | શા૦ | શેઠ |
| ૮૪ | | મિસન | મિશન | ૮૬ | ૩ | અને | એઓ |
| ૮૬ | ૪ | છે | હતા | ૯૨ | ૫ | અંગ્રેજ (વેપારી | (અંગ્રેજ |
| ૯૨ | ૬ | એ (લોકો | (એ લોકો | ૯૫ | ૧૭ | માટે | ૦ વેપારી |
| ૯૫ | ૧૯ | માટે | ૦ | ૯૯ | ૧૩ | પ્રેક્ષક | પ્રેરક |
| ૧૧૪ | ૨૫ | રા. સા. | ખા. સા. | ૫ | ૧૮ | કવિશ્વર | કવીશ્વર |

